લોર્ડ મેકોલેએ રચેલા

# હોરેશ્યસ

નું

# ગુજરાતી ભાષાંતર.

લેખક અને પ્રકાશક,
કવિ જટાશંકર જયચંદ્ર આદિલશાહ,
સબ ઈન્સ્પેકટર ઑફ પોલીસ. ખંડેરાવ વાડી—મુંબાઈ.

મુખ્ય એજન્ટસ,
પી. ડી. પંડિત ઍન્ડ કંપની.
બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ.
કાલબાદેવી રોડ—મુંબઈ.

સર્વ હક્ક સ્વાધીન છે

અમદાવાદ.
શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાભાઈ મંગળદાસે છાપ્યું

પ્રત ૫૦૦. પ્રથમાવૃત્તિ.
સંવત ૧૯૭૦ સને ૧૯૧૪.

કિંમત ૦-૮-૦.

લોર્ડ મેકોલેએ રચેલા

# હોરેશ્યસ

નું

# ગુજરાતી ભાષાંતર.


લેખક અને પ્રકાશક

**કવિ જટાશંકર જયચંદ્ર આદિલશાહ,**

એલ્ફિન્સ્ટન મિડલ સ્કૂલના આસિસ્ટન્ટ માસ્તર-વથળી, ઉના ને દેલવાડાની મિડલ સ્કૂલોના માજી હેડ માસ્તર-નિબદ્ધાલકારરત્ન ને દ્વાત્રિંશત્ અશ્રુ-પદ્મના કર્તા-ભર્તૃહરિનીતિશતકના ભાષાંતર કર્તા અને સાહિત્યશિક્ષણશાળાના સ્થાપક ને અધ્યાપક.

ખંડેરાવ વાડી—**મુંબઈ.**



મુખ્ય એજન્ટસ

**પી. ડી. પંડિત એન્ડ કું.**

**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.**

કાલ્બાદેવી રોડ—**મુંબઈ.**



**સર્વ હક સ્વાધીન છે.**



પ્રત ૫૦૦. પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૬૩. સન ૧૯૦૭.

**કીંમત ૦—૮—૦.**

# અર્પણ પત્રિકા.

સંસ્થાન ભાવનગરના નેક નામદાર મહારાજાધિરાજ

સર ભાવસિંહજી બહાદૂર, કે. સી. એસ. આઇ.

હજુર—મુ. ભાવનગર.

વીર નરેશ,

અગણિત દળની સાથે આખડનાર અડીખમ હોરેશ્યસનું વીરત્વ જેમાં વર્ણવેલું છે, તેવા એક અંગ્રેજી કાવ્યનું આ ગુજરાતી ભાષાંતર, સંખ્યાબંધ શેરોના સંહારનાર નરેંદ્ર-સિંહોના પણ 'સિંહ'-સુકવિ હૃદય નિવાસી 'ભાવ'-ને જ સમર્પું-કૃતાર્થ થાઉં; કેમકે મારી ગુંજાશના પ્રમાણમા આ સમર્પણને યોગ્ય પાત્ર આપ જ છો-એક જ છો.

વળી આ સમર્પણથી સિંહણના દૂધને સુવર્ણના પાત્રમાં ઠારૂં છું-શૂરાના જ હસ્તમા શમશેર સોંપું છું અને તેમ કરતાં સુવર્ણનો ને સુગંધનો સુસયોગ બનાવું છું, તો તે ભલે બનો. મહારાજ! આપની સંમતિએ તે મને ભલે ઉલ્લસાવો-આપને ભલે વિલસાવો અને રસિક હૃદયોને ભલે અભિલષાવો. અસ્તુ.

હું છું
નેક નામદાર 'ભાવ' નો
પરમ ભાવિક દાસાનુદાસ,
**જટાશંકર જયચંદ.**

# પ્રસ્તાવના.



જમાનો પલટાયો—સમાજ ને વિચારો બદલાવા—ગુર્જરીગિરાની ગર્જના કાનને ધબકારા રૂપ રહી—સાહિત્ય શોખ ઓછો થતા તે નાશ પામતું ચાલ્યુ—ભાષામા સ્વતંત્ર લેખો લખાતા ઓછા થયા! પાશ્ચાત્ય પ્રજાના સમાગમ પછી તેઓની ભાષા સાથે સંબંધ થયો—નવું નવુ નિહાળી લોકો તેના અભ્યાસી બન્યા, અને એવી ભાષામાથી સ્વભાષામાં ઉતારા કરી અજ્ઞાન એવા સમુદાયને અનુભવ આપવાનો યત્ન આરંભાયો. એવી રીતે અંગ્રેજી, સંસ્કૃત, હિંદી, બંગાળી, ઉર્દૂ ને મરાઠી વગેરે ભાષામા જ્યાં જ્યાં નવુ નવું અને મીઠુ મીઠું લાગ્યુ, ત્યાં ત્યાં ઉદ્યમી આત્માઓએ તરાપ મારી; તેથી એટલુ તો આનંદદાયક બન્યું કે ગુજરાતી ભાષા ભૂમિ, એવા સ્વતંત્ર કહેવાતા લેખો નહિ લખાતાં સમૂળી નિર્મૂળ ન થઇ પણ, આવા અનુવાદિત લેખોનાં ઝાપટાથી તૃપ્ત થતી રહી, અને ગુજરાતી ભાષાના વાંચકવૃંદને ભાત ભાતની પ્રસાદીનું પોષણ મળતું રહેવા જેવું થયું. ' નહિ મામા કરતાં કુ'ણો મામો સારો ' એ કહેવત મુજબ, ભાવે અભાવે, એવા લેખો પણ પ્રજાએ વધાવી લીધા, અને લેખકોને ઉત્તેજન મળ્યું. નથી આ નિંદા કે પ્રશંસા, પણ ભાષાની અવસ્થાના આ બે બોલ નકામા નહિ જ ગણાય. એવે સમયે ખૂણાખાંચરાનું, સ્વાદિષ્ઠ વા ફીકું, સારાસાર સહિત વા રહિત, અને જાડી કે પાતળી કલમે લખાયેલું, ગમે તેવા આકારે અવતાર પામ્યું—ભાષાના ગ્રાહકોના હાથમાં ગયું—કિંમત અંકિત થયું, અને એવાં અંતઃકરણોમાં ક્ષણભર આનંદોર્મિ ઉદ્‌ભવાવી શક્યું, તો પ્રયાસીના પરિશ્રમનો પૂરો બદલો મનાયો.

ગમે તેવાનું ગમે તેવુ લખાણુ સ્વીકારાયું—માન પામ્યું, તો ઉત્તમનું ઉચ્ચ ઉદ્દેશવાળું ઉમદા અનુકરણ કાં ન પૂજાય ?

આ એક ભાષાંતર જ છે. અસલ લેખ સુપ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન લોર્ડ મેકોલોની પ્રૌઢ, ઠરેલ, આકર્ષક અને લાવણ્યતાવાળી લેખિનીથી લખાયેલો છે. અનુકરણ ધાંધલીઆરીતે બહાર નહિ આવેલી, પરંતુ સરળ છતાં પ્રસંગે પ્રૌઢ, શાંત અને ઉચ્ચ કવિપદને છાજતી કલમે થયેલું છે: તો તે નિરભિમાની, નિષ્પક્ષપાતી અને અદેખા નહિ એવા

ગુણગ્રાહીઓમા, સમાગમમા આવેલા સજ્જનોમા અને ભાષાની ઉન્નતિના અભિલાષી ભકતોમા માન્ય થઇ પડશે, અને વીરરસ કાવ્યની જરૂર છે એવુ ઇચ્છનારા દેશદાઝ જાણનારાઓથી વધાવાશે, એમ જાણી પ્રસિદ્ધ કરવાની પ્રેરણા થઈ છે.

મહાન પુરૂષ મેકોલેનું નામ જગજાહેર હોઇ, અત્રે વધુ વિગતની આવશ્યકતા ઓછી રહે છે; તોપણ એવા ગુણીજનના ગૌરવનું ગાન આનદ આપશે જ. એ સાહેબ ઇ. સ. ૧૮૦૦ મા ઓકટોબરની પચીશમી તારીખે ઇંગ્લડમાં અવતર્યા હતા. 'પુત્રના પરાક્રમ પારણામાંથી પરખાય' તે પ્રમાણે કુમળી વયમા જ વાચનમા પ્રવૃત્તિ વધી, અને અદ્દભુત યાદશક્તિએ તેમાં પૂરતી કરી. આઠ વર્ષની અણુસમજણી અવસ્થાએ કાવ્યકૃતિની કલ્પનાઓ હૃદયમા ઠસી, અને એ જ ઉમરે એક ઉમદા લેખ ઉપજાવ્યો. એવી રીતે એક પછી એક લોકોપયોગી લેખની સરિતા વહેતી કરી, પાર્લામેન્ટની આમની સભામા આસન મેળવ્યું—છટાદાર વાણીથી સાંભળનારને છક કર્યા—લડતમા ફત્તેહ મેળવી ઉત્તમ અધિકારને પામી આ ભારતવર્ષની પવિત્ર ભૂમિ પર પગલાં કર્યા; અહિં પણ અધીરી લાગણીઓ એશઆરામ તરફ વળી શકી નહિ, અને ભારતવર્ષની નિર્દોષ ગરીબડી પ્રજાને પણ બક્ષીસોથી નવાજી સ્વદેશ સિધાવ્યા; જ્યાથી ઇ. સ. ૧૮૫૯ ના ડિસેમ્બરની અઠ્ઠાવીશમી તારીખે, મગજશક્તિ માર્ગે મેળવેલો—કરકસર રૂપી કલમે સચય કરેલો—અખૂટ ખજાનો ભાષાભડારમા સચવાતો મૂકી, આ ક્ષણભંગુર દુનિયાને છોડી ગયા.

આ વીરરસ કાવ્યનું મંડાણ ને સાર આ પ્રમાણે છે —

રોમનો છેલ્લો રાજા મગરૂર ટાર્કિવન પોતાના સસરાને ઘાતકી રીતે મારી નાખી, રોમ રાજ્યનો સર્વોપરી સત્તાધિકારી-રાજા થઈ પડયો—અંધાધુધી ચાલી—બળવાનના હાથમા સત્તા રહી—ગરીબ પર જુલમ મંડાણો, અને રાજા ને પ્રજાના પાપી પુરૂષોના નીચ કૃત્યોથી ગરીબડી ને નિર્દોષ પ્રજા પીડા પામતી થઈ ! એ અરસામાં મદાંધ રાજાએ આર્ડિયા ઉપર ચડાઈ કરી—પુત્રો અને મિત્રો સમેત રોમના બળવાન યોદ્ધાઓ સ્વરાજ્યના સૈન્યમાં જોડાયા—ઘેરો ઘાલ્યો—તે ચાલુ રહ્યો—તંબુઓ પડયા—દૈવની મરજી—કાગને બેસવું ને તાડને પડવુ—સમયની બલિહારી, અને તેથી જ એક સંધ્યા સમયે ખાનપાનથી

પત્વારી લશ્કરના અગ્રણી યોદ્ધાઓ શાહજાદા સેકસ્ટસના તંબુમા ગ-પગોળા ઉડાડતા બેઠા હતા ! વિનોદમા દરેક જણ પોતાને મન માનતી, પ્રાસંગિક, અનુમાનિક અને અનુભાવિક વાત કરતાં કરતાં, પોતપોતાની સ્રીના સદ્ગુણનું વર્ણન કરવા લાગ્યા. આ મંડળીમાં કોલાટિનસ નામને સ્વભાવે સરળ, મગજને શાંત અને કુલીન એક રોમન પણ હતો. સર્વેની વિનોદ વાર્તા સાંભળી રહી, તેણે પણ પોતાની લ્યુક્રેશિયા નામની પત્નીના ઉત્કૃષ્ટ ગુણોનું ગાન કર્યું. તેઓ બધા રંગમા હતા—ધૂનમાં હતા. કોલાટિનસના બોલ સાંભળી અર્ધ મીંચાયેલાં નેત્રો ઉઘડયાં—માનીનાં અભિમાન ભંગ થયા. નીચ હૃદયવાળી આંખોમા અદેખાઇનુ ઝેર રેડાયુ—વાત ચરસે ચડી—ઉચરાયેલા બોલોની પરીક્ષા કરવા દરેક અાત કરણમાં ઉત્કંઠા ઉપજી, અને ખરૂ જોવા મંડળી ઉઠી—અને ચાલી. ઘેરઘેર ફરી જોવાનુ જોયુ—મિથ્યાભિમાની શરમિંદા પડયા, અને અવિચારે ઉચ્ચારેલા વચનો માટે પસ્તાયા. ઇશ્વરે એવી અવતારી પૂતળી એ એક જ ઘડી હતી, કે જે કોલાટિનસને ઘરે જતાં તેના વિનોદને વખતે વદેલા વચનનો પ્રત્યક્ષ અમલ કરતી દેખાઇ ! ભલા ભૂંડા સર્વે થડા થયા ! કોલાટિનસનું હૃદય હર્ષથી ઉછળ્યું—એક અવાજે એવા પતિની જીત અને સુંદરીની સદ્ગુણમહત્તા ગવાઈ. લ્યુક્રેશિયાના સદ્ગુણનુ સામ્ય દુર્લભ હતું. સૌદર્ય હદ ઓળંગી જતું હતું. એવો અનુપમ સમાગમ કોની આંખને ન આજે ? તેને જોતાં વેત જ શાહજાદા સેકસ્ટસની મનોવૃત્તિ વિકારને પામી. સૌ છાવણીમાં પાછા આવ્યા અને પોતપોતાના વિશ્રામસ્થાને વળ્યા. કામાતુરને, ચોરને, ચિંતાતુરને, વ્યાધિગ્રસ્તને અને એવાને શાંતિ કયાં હોય છે ? છાવણીમા આવ્યા છતા, એ મૂર્તિ નજરથી દૂર થઇ શકી નહિ. પત્નીના સરળ માર્ગગમન સાગરમાંથી મેળવેલ મોહક, મધુર સુખ—હર્ષ લક્ષ્મીના કોશાગારના દરવાજા પતિએ દેખાડી દીધા, અને હસવાથી હાણુ થઇ ! ‘ શું કરૂં ? કેમ મળું ? ’ આદિ શોચી, સામ, દામ, ભેદ અને છેલ્લે બળાત્કારનો પ્રયોગ તો છે જ એમ વિચારી, સ્વેચ્છા તૃપ્ત કરવાના દૃઢ નિશ્ચય ઉપર એક પાપી આવ્યો અને ચાલ્યો. પાપી પગલાં પવિત્ર પ્રાસાદે પહોંચ્યાં. સતી આતિથ્ય ધર્મ જાણતી હતી. આગતાસ્વાગતા થઇ. દુષ્ટ વાંચ્છનાએ ભરેલા હૃદયપર પવિત્રતાની છાપ પડી—પણ ક્ષણભર; તોપણ કોઇ અદૃશ્ય શક્તિએ દુષ્ટ બળને દ-

આવી અબળા ઉપર એકાએક અધર્મ થતા અટકાવ્યો અને સમયની સાધના કરવા તે દુષ્ટને તેના શયનસ્થાન તરફ વાળ્યો.

પ્રવૃત્તિથી પરવારી સુંદરી શયનાગારે શાંતિ લેવા સંચરી. પવિત્ર પ્રાસાદે વિરમ્ય વાયુ વાવા લાગ્યો—બનાવટી બત્તીઓનો પ્રકાશ ઓછો થતા ગૃહરાજ્ઞીના સુકૃત્યરૂપી દિવ્ય દીવાઓ દેદીપ્યમાન થયા—અને સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું.

ભોળી બિચારી! કવખતે, અચાનક અને પતિની ગેરહાજરીમાં આવેલા પરોણાને પારખી શકી નહિ! ખરેખર, એવા નિષ્પાપ અંતઃકરણમાં શંકાને માટે સ્થાન કયાંથી જ હોય? નિષ્પાપી આત્મા નિર્ભય અને નિશ્શંકપણે આરામ પામ્યો. તક માટે તલપી-છૂપી રહેલા વિકાળ વાઘે વેળા વરતી—કંટાળારૂપ થઇ પડેલા બિછાના ઉપરથી આસ્તે કૂદકો માર્યો અને તે ભય તેમ જ નિશ્ચયથી શિકારની શોધમાં નિકળ્યો હોય, તેમ ધીમે પણ ધ્રૂજતે પગલે, જ્યાં પેલો પવિત્ર દેહ—ઇશ્વરી અદૃશ્ય શક્તિથી ચોકી કરાતો નિદ્રાદેવીની ગાઢ આરાધનામાં પડેલો હતો, ત્યાં આવ્યો—નિહાળી નિહાળીને એ મૂર્તિના તેણે દર્શન કર્યા. કમજાતના દિલમાં ઘડીમાં ત્રાસ ને ઘડીમાં આનંદ, ઘડીમાં સાધુતા ને ઘડીમાં પ્રપંચવૃત્તિ સ્થળ બદલતા રહ્યાં. પોતે કોણ છે? કયાં આવ્યો છે? શું કરે છે? ઉગામેલી તરવારનો કોના ઉપર ઘા કરે છે? એવા અનંત તરંગો આવવા માંડયા, અને આવતા ગયા તેવા જ નાશ પામતા ગયા.

જ્યાં અગ્નિની ઝાળ અખંડ ભડભડાટ બળે છે, ત્યાં ક્ષણિક શાંતિના સર્વે પદાર્થોના નાશને તે શી વાર છે? અનેક અદૃઢ વિચાર શ્રેણી બંધ થઈ—મૂળ વિચારે મનને ભમાવ્યું. હિતાહિત કયાં? શુભાશુભ શું? દોષ કોનો? આદિ વિચારો અટકયા—અદૃષ્ટ થવા બેઠું હતું તે થયું.—કંપતો પણ અધમ વિચારે દૃઢ થયેલો હાથ છૂપા ખજાનાથી ભરેલી ત્રીજોરીના હાથા ઉપર પડયો. તરાપ મારતાની સાથે જ ભક્ષને પંજામાં મજબૂત સપડાવ્યો. ઓચિંતા વાગેલ અદૃશ્ય ઘાથી કુમળું કુસુમ કચરાયું—દીન આંખો ત્રાસિત ઉઘડી—ને પિશાચને પેખી પાછી બીડાઈ ગઈ—કાયામાં કંપ વછૂટયો—વાચા બંધ થઇ—કાળજું કપાણું રાક્ષસી ફાંસામાંથી છૂટવા અસાધારણ પ્રયત્ન થયો—વ્યર્થ ગયો—કાલાવાલા કર્યા—દયા માગી—પરોણા ચાકરીનો બદલો આમ નહિ

વાળવા સમજાવ્યો. પત્થર પર પાણી થયુ—વજ્ર સરખું હૃદય પિગળ્યું નહિ—અબળા નિરૂપાય થઈ પડી; દુષ્ટ બુદ્ધિએ ધમકી આપવા માડી, પણ નિડરતાએ સામે થઇ—ખંજર ખખડાવ્યુ–છાતી સામું ધર્યું, પણ ઇચ્છાને વશ નહિ થઇ—જાણી પાપીએ પ્રપંચ રચ્યો અને સતી પ્રત્યે બોલ્યો 'આમ મારી ઈચ્છા તૃપ્ત થશે નહિ તો તારા પ્રાણ તો લઇશ અને સાથે તારા એક ચાકરનો પણ જીવ લઇશ: તારા બિછાનામા પછી તેને તારી સાથે બાથ ભીડાવી સુવરાવીશ અને જગતને જાહેર કરીશ કે, જુઓ આ સતી કહેવાતી સ્ત્રી! ધણીની ગેરહાજરીમા ચાકર સાથે સતીત્વ ધર્મ સાચવતી હતી! મને તે જોવાનો પ્રસંગ મળ્યો—આખો જોઇ શકી નહિ અને બન્નેને આમ ઠાર કરવા ફરજ પડી! લે મરવા તૈયાર થા.' શબ્દો સાભળ્યા—સ્તબ્ધ બની—આવું કૂડું કલંક લઈ મરવુ! મરવુ એ જ માર્ગ છે. ભલે આ દેહ પાપકર્મનો ભોગ થાય, પણ દુનિયાને નિર્મળ મન અને શુદ્ધ આત્મા દેખાડુ અને પછી મરૂ એવો નિશ્ચય કર્યો કાઈ જવાબ વળી શકયો નહિ. ગાત્રો શિથિલ થયા—દુષ્ટ વાસનાની જીત થઇ. સતી સપડાઈ—છૂપો ખજાનો લૂંટાણો, રાત્રિનો અંધકાર નાશ પામ્યો સૂર્યનારાયણની સ્વારીના ધબકારા સંભળાણા—હરામી લોકો પકડાઇ જવાની બીકથી પાપ કર્મનો ત્યાગ કરતા નાશવા લાગ્યા સેકસ્ટસને પણ હવે પૂરૂ ભાન થયુ. પોતાના કરેલા કુકર્મનો પસ્તાવો થયો—થયુ અણથયું થઇ શકયું નહિ. થૂંકયું ગળાયું નહિ બ્હીલે મોઢે પોબારા ગણી ગયો. ગરીબ બિચારી! તેજ હીણુ થઇ. શક્તિ હરાઇ ગઈ. આંસુની ધાર વહી. વાળ પીંખવા મંડી અને એ ભ્રષ્ટ થયેલા દેહને દમવા લાગી. એક એક ઘડી વર્ષ સમી લાગી.

અધીરી બની પતિને બોલાવવા તજવીજ કરી. માણસ મોકલ્યું. પોતે પ્રાણેશને મળવા મેદાન પડી—પ્રાણેશ પધાર્યા. નવીન મેળાપ જામ્યો.

દેવીની આકૃતિ બદલાએલી નિહાળી નાથની વ્યાકુળતા વધી. એની દીન વાણી કંઇ સુચવી શકી નહિ. વાએ વાત ફેલાવી—સતીની ભ્રષ્ટતા સૌ કોઇએ જાણી, મેદની મળી—દયાર્દ્ર હૃદયો દ્રવવા લાગ્યાં—અણજાણ્યે પણ એ દુષ્ટ કર્મના કર્તા તરફ દાંત કચડવા લાગ્યાં—ઝનૂન ચડયું—એવા પાપીનું નામ દેવા સતીની પ્રાર્થના થઇ. ઉત્તર

મળ્યો 'નામ આપુ પણ આવા અઘટિત કૃત્યથી તમારા હૃદયમાં દુઃખ થતું હોય–સત્ય તમને પ્રિય હોય–અન્યાય સાખી શકાતો ન હોય–આવી અનીતિ અટકાવવા અંતકરણ કહેતુ હોય, તો તમારા આત્માની સલાહ લ્યો–પાપ કર્મનો બદલો પાપીને આપવા સોગન્દ ખાઓ અને નામ સાંભળો.'

સતીને સત ચડયુ–નેત્રો રકત થયા–કેશ છૂટા મૂકયા–રોમાચ ખડા થયાં–અંગમા અગ્નિની જવાળા પ્રકટી–જનમંડળી નીચ કૃત્યને ધિક્કારતી ઉશ્કેરાયલી ઉભી જ હતી, તેમાં આ અંબિકાના પ્રચંડ સ્વરૂપે પૂરતી કરી. સતીની પવિત્રતાના પૂર્ણ પ્રકાશે સર્વ શરીરો સતેજ કર્યાં, વૈર લેવાના સોગન્દ લેવાયા અને પવિત્ર મુખમાથી પતિત 'સેકસ્ટસ' નામનુ ઉચ્ચારણ થયું. રાજાના આચરણે પ્રજનની લાગણી વધારે દુઃખિત કરી. અબલા ઉપરના હુમલા અને રાજાના જુલમથી વિચારશૂન્ય થયેલા સમુદાયની નજર ચૂકાવી–છુપાવી રાખેલું ખંજર સતીએ પોતાની છાતીમાં હુલાવી દીધુ, અને પવિત્રતામા ઉછરી પતિત અવસ્થામા રહી નહિ શકનારા પ્રાણ પરબ્રહ્મ પરમાત્માના પાદમાં પહોંચ્યા ! ધબકાર કરી દેહ ધરણી ઉપર ઢળ્યો અને ઝનૂન વધી ગયું–કોલાટિનસ બેભાન થયો–વૈરવિકારે પાછો બેઠા થયો તેણે દેવ અને એ પવિત્ર આત્માના સોગન્દ લીધા અને વૈર વૈર વ્યાપી રહ્યુ. બલિહારી એવા દેશની ! તેમા વસતી પ્રજાની ! અને એવી દેશ દાઝની ! કે અઘટિત સહન થઇ શકયું નહિ–દેશના ધણીને ગણ્યો નહિ અને હથીઆર ઉચકાયાં ! કુળદીપક સ્ત્રી તો લ્યુક્રેશિયા કે જેણે જોયુ કે હવે પતિવ્રત રહેવાનુ નથી–પંજામાંથી છૂટવા રસ્તો નથી–વિના અપરાધે કૂડુ કલંક લઇ મરવું પડે એમ છે, ત્યારે લાઈલાજે દેહ અભડાવા દીધો–અનિષ્ટ છૂપાવી રંગરાગમાં મહાલવા કરતાં પોતાની થયેલી ભ્રષ્ટ સ્થિતિ પોતાને હાથે જ ઉઘાડી કરી દુનિયાને દેખાડી–અમર કીર્તિને પામી–અને આ પાખંડી પૃથ્વી કે જ્યાં એવા સુગંધી ફુલડા શોભી શકતાં નથી, તે પૃથ્વીનો ત્યાગ કરી પરમ પદને પામવાનું પોતે પસંદ કર્યું; કાલિનાગ હોય પણ અસંખ્ય કીડીઓ ચોટે ત્યારે અંગને પછાડી મરણ અવસ્થાને પહોંચે, તેમ રાજા પ્રજાનો બખેડો જાગ્યો ને અંતે નૃપની હાર થઇ, અને એ ભૂમિમાં રહેવાને પણ નાલાયક ઠર્યો–સહકુટુંબ દેશપાર થયો–

રાજસત્તા દેશભકતોના હાથમા આવી, અને અન્યાય થતો અટકયો. અરે અધમ ક્ષણુભરના સુખ ! તારે માટે શુ શુ થઇ જાય છે! પૈસાની ખરાબી ! તનની ખુવારી ! મિત્રતામા મારામારી ! હુ કોણુ ? મારી પ્રતિષ્ઠા શી ? અને આ કૃત્ય શુ ? એ સર્વે વિચારોને દબાવી એક પ્રાપ્તિને માટે શા શા અનિષ્ટ ! આબરૂ ગુમાવી—પદભ્રષ્ટ થયો—અને ભૂડે હાલે ભાખવાનો વખત આવ્યો, એ એ કહેવાતા સુખની ખાતર !

રાજા સ્થાન ભ્રષ્ટ થયો—ભરવાડના બકરાની પેઠે કુટુબને સાથે લઇ આશરા માટે અહિ તહિ ભટકયો—દેશદેશના રાજા પ્રજા પાસે ગયો—ગર્વ ઉતર્યો—પગે પડયો—રડયો અને મદદ માગી, પરતુ એ એ અધમ અવસ્થાને યોગ્ય છે, એવુ જાણુનારાઓએ તેને તુચ્છકાર્યો. પ્રથમ વેઇ અને ટાર્કિવનિ જે ઇટ્રુરિયાના માતબર શહેરો હતા, તના લોકોએ દયા ખાધી. એક લશ્કર એકઠુ કરી આપ્યુ, અને તે વેર લેવા રોમ પર ચડયો, પણુ રોમન લોકો દેશ દાઝે લડયા. અને તેને બહાલે મોઢે પાછો હઠાવ્યો. પછી તે કલુઝયમના મહાન પોર્સેન પાસે ગયો, તે મોટા વિસ્તારવાળા દેશનો ધણી હતો. તેની પાસે કાલાવાલા કર્યા—લાર્સનુ હૃદય પિગળ્યુ ને વ્હારે ચડયો.

અહિં મડાણુ અથવા પૂર્વવૃત્તાન સંપૂણુ થયુ. હવે મૂળ કાવ્યનો સાર નીચે પ્રમાણે છે·—

પોર્સેનાએ પછી પોતાના નવ દેવના સોગન્દ ખાધા, દિશેદિશમા સ્વારો મોકલી પોતાના રાજ્યના દરેક જુવાન પુરૂષને યુદ્ધમાં જોડાવા આજ્ઞા કરી. અસખ્ય સેના એકઠી થઇ. બળવાન યોદ્ધાઓ પણુ આવી મળ્યા, અને રોમ તરફ કૂચ શરૂ થઇ. લૂંટફાટ કરતા—ગામડા બાળતા રોમની નજીક તેઓ આવી પહોચ્યા. રોમમા કોલાહલ ઉઠયો—હથિયાર ધરવાનો દરેકને હુકમ થયો સ્વદેશાભિમાની પુરૂષોએ ઘરબાર તજ્યા—ખાનપાન તજ્યાં—રાગરગ તજ્યા—સંગ્રામની સામગ્રી એકદમ તૈયાર થઇ ગઇ.

રોમ શહેર ટાઇબર નામના એક મહાન નદથી કુદરતી રીતે રક્ષાયેલુ છે. આવવા જવા માટે એ નદ ઉપર મોટો લાકડાનો પૂલ બાધેલો હતો. દુશ્મનો એ પુલ પર પગ મૂકે તો થઇ રહે એમ હતું—લોકો ગભરાયા—શહેરી બાવાઓની સભા મળી—વિચારો

કર્યા. શું કરવું તે સૂઝયું નહિ. પૂલને પાડી નાખી દુશ્મન દળને પેલે પાર અટકાવી ન રખાય, તો રોમનો કબજો હાથમાં રહેવો મુશ્કેલ થઇ પડે, એવો મામલો થઇ પડયો. માણસો પૂરતાં હતાં, પણ પૂલ પાડવો કે ધસી આવતા લશ્કર સામે લડી અટકાવ કરવો, એ ઘુંચવાડો થઇ રહ્યો. પણ હિમ્મત ન હાર્યા ચિંતા તો વધતી જ ચાલી, એવામાં આ વીરરસ કાવ્યનો નાયક બહાદૂર હોરેશ્યસ છાતી ઠોકી બોલી ઉઠયો ' દુનિયામા દરેક માણુસને વહેલુ યા મોડું મરણુને શરણ તો થવાનું છે જ, ત્યારે બાપ દાદાના ઘોરોમા સચવાતા શબને, દેવના દેરાઓને, આ પવિત્ર ભૂમિની માતાઓને, સ્ત્રીઓને અને કુમારિકાઓને એ ક્રૂર, ચડાળ અને અન્યાયી સેકસ્ટસના હાથમાં ફરીને પડતાં બચાવવા, સન્મુખ લડી મરવા કરતાં, બીજુ કયુ મોત વધારે સારૂં છે ? શૂરેરીબાવાઓ ! બને તેટલી ઉતાવળે પૂલનો નાશ કરો. માત્ર બે જમામર્દોની મદદ લઇ પેલા સાકડા રસ્તા ઉપર હજારો માણુસોને હું સહેલાઇથી રોકી શકીશ. બોલો મારી સાથે રહી કયા બે બહાદૂરો દુશ્મનો સાથે બાથ બીડવા તૈયાર થાય છે ? " ઉમંગ ઉછળ્યો. સર્વેના શરીરમાં નવો જીવ આવ્યો અને એ સૂચના સર્વેએ વધાવી લીધી. ઉભેલા ટોળામાથી સ્પુર્યસ લાર્શ્યસ અને હર્મિન્યસ નામના બે વીર નરો આગળ નિકળ્યા અને તુર્ત જ હોરેશ્યસની સાથે પૂલ ભણી વળ્યા. નાના મોટા સૌએ હવે હથિયાર તરીકે કુહાડા, ગજ અને પરાઈ ઉચકી લીધાં—પૂલ ઉપર ફટકાનો વર્ષાદ પડવો શરૂ થયો—અને મજબૂત પૂલ ડગડગ્યો તે પહેલાં પેલા ત્રણુ બળવાનો વખતસર પૂલને પહેલે પાર જઇ પહોંચ્યા—અગણિત સેનાની સામે ખડા થયા—દારૂણુ યુદ્ધ મચ્યુ—તેમણે રગ રાખ્યો ને દુશ્મનના મનુષ્યોનો તો ઘાણુ વાળ્યો. આ તરફ શહેરના લોકોની મહેનત સફળ થઇ—પૂલ પડું પડું થઇ રહ્યો—તે ત્રણુ જણુને પાછા આવતા રહેવા પોકાર થયા—બે પાછા આવ્યા, પરંતુ રંગમાં આવેલા એક હોરેશ્યસ અવાજોનો અમલ કરી માન દેવામાં પણુ ધીર જ રહ્યો—તુર્ત પાછો ન વળ્યો—એકલો ઉભો રહ્યો ! આગળ મોટું લશ્કર અને પાછળ અગાધ જળ ! બેઉ વચ્ચે હિંમતથી ઉભો રહ્યો ! મોટા કડાકા સાથે પૂલ તૂટી પડયો અને બહાદૂર નરે ઉછળતા પાણીમાં પોતાનો શ્રમ ઉતારવા ઝંપલાવ્યુ ! બન્ને કિનારા પર આશ્ચર્યની પરમ ચૂપકી પ્રસરી ! રોમનોનાં હૈયાં પાણીમાં પડેલાને જોઇને પાણી સાથે વહેવાં

લાગ્યાં–હિંમત ન હારતા હોરેશ્યસ કળ અને બળથી નદી તરી ગયો– અને મોટી ખુશાલીમાં કાઠે આવી પહોચ્યો, હર્ષના પોકાર સાથે તેને શિરપર ઉચકી લઇ જવા લાગ્યા–દુશ્મનોનાં હૃદય પણ દ્વેષભાવ તજી હરખ્યા ! આવી રીતે અમર કીર્તિ મેળવી, જે મળ્યું તે સુખચેનથી ભોગવી, વખત આવ્યે કાળને આધીન થયો. શહેરના લોકોએ તેનુ ધાતુનું પૂતળું ચૌટામાં ઉભુ કર્યું, જે આજે પણ કાને સંભળાતા તેના ઉત્સાહનું–તેની ખરી બહાદૂરીનું ને તેવાં પરાક્રમનું આંખોને પ્રત્યક્ષ ભાન કરાવવાને ખડુ છે.

શું આ ભારતવર્ષ એવા સતી ચરિત્રો કે વીર પરાક્રમોથી ભરપૂર નથી ? કાળે કરી ઉજડ પડેલાં રણક્ષેત્રોની જાહોજલાલીમાં થયેલા સંગ્રામના રણશીંગાનો રોમાંચ ખડાં કરનારો, શંખનો શસ્ત્ર સજાવનારો કે ઢોલનો ઢીલા ગાત્રોને સતેજ કરી ધસાવનારો નાદ–ધ્વનિ આજ પણ આર્યપ્રજાની શ્રવણેન્દ્રિય પર નથી અથડાતો ? શું જૂના જમાનામાં જન્મી નામ અમર કરી જનારા જનના નામ સાંભળી હૃદય પિગળી નથી જતાં ? કોનાં ચરિત્રો લખીએ અને કોના વખાણ કરીએ ! એકને સંભારીએ–અવરને વિસરીએ, એવી અનેક અબળાઓ અવતરી–અસંખ્ય યોદ્ધાઓ થયા–કાળક્રમે વિરામ્યાં અને અચળ કીર્તિને મૂકી ગયાં. એ જ આ દેશ–એની એ જ આ અવનિ અને તેવા દેહથી ઉતરી આવતી આ પ્રજા ! પણ પતિપરાયણા પ્રેમદાઓ કયાં? આ વીરક્ષેત્રમાં મેઘ ગર્જના કરી, ધરણીને ધ્રૂજાવી, છાતી સામી ધરી પીઠ નહિ બતાવી, મૃત્યુને વ્હાલું કરનારા–સ્વર્ગીય સુખ ઇચ્છનારા વીરરત્નો કયાં ? સમયના પલટા સાથે આ વીરભૂમિ પણ પલટી–રસકસ ગયો ! તેમાં રહેતી પ્રજા પણ કસ વગરની થઇ રહી ! અને તનને તેજ આપનારાં–મનને મોજ આપનારાં અને પૃથ્વીને શોભાવનારાં એવા સત્કર્મોના સ્વપ્નાં થઇ રહ્યા–જુસ્સો ઓછો થઇ ગયો– ઉમંગ ઘટતો ગયો–આંખ આડા કાન થયા અને મલ્લકુસ્તીનો અખાડો ગાડરને પડવાનો કુવો બની ગયો ! પતિવ્રત શબ્દોમાં રહ્યું– પુરૂષાતન ગૃહરાજ્યમાં જ ભ્રમવા લાગ્યું ! એક સતી સ્ત્રી ને બીજી પ્રજાની એવી સતી તરફની પ્રીતિ, એકના શબ્દમાં શ્રદ્ધા ને બીજીમાં એકત્ર જુસ્સો, એ કોનું પ્રિય ન કરી શકે ?

ભાષાભંડારમાં વીરરસ કાવ્યો છે, પરન્તુ ઘણાં જ થોડાં છે, એમ કહેવું નિર્વિવાદ સત્ય છે. એવા ગણ્યા ગાંઠયાં કાવ્યોમાં આ પરભાષાના લેખના અનુકરણનો ઉમેરો સર્વથા ઇષ્ટ છે.

મને તો એ પણ કંઇ ઓછા હર્ષ કે ઓછા સંતોષની વાત નથી, કે જેઓ મારા પૂજ્ય ગુરૂ અને જેનો હું બાળ વિદ્યાર્થી તે સમર્થ કવિવરના આવા સુંદર વીરરસ કાવ્યની પ્રસ્તાવના લખવાનું મારે કોઇ સદ્‌ભાગ્યે મારે ભાગે આવ્યુ.

આ પ્રસ્તાવનામા જે કંઇ સુંદર છે, તે તેમનું છે, દોષ જણાય તો તે મારા છે.

નિશાળમાં હોરેશ્યસ ભણ્યા પછી તુરતમ કરેલુ આ ભાષાંતર છે. પ્રસ્તાવનામા આપેલી હકીકત કવિવરે કાવ્યમાં લખી હતી—સંપૂર્ણ સુંદર લખી હતી—એ જ બાલ્યાવસ્થામા લખી હતી જે મિત્રને તે શુદ્ધ લખવા આપી હતી, તેનું ઘર આગથી નાશ પામ્યુ તેની સાથે કવિવરના કેટલાક હસ્તલિખિત ગ્રન્થો નાશ પામ્યા અને આ પણ નાશ પામી-ફરી લખવી બંધ રાખી છે—જેટલી મળી શકી તેટલી આ સાથે ટાંકી છે.

ફુટનોટની ધૃષ્ટતા મારી છે.

તા. ૧—૧—૦૫ મુંબઇ. } લિ. છગનલાલ શિવશંકર ભટ્ટ.

---

## સૂચન.

આજ હોરેશ્યસનુ વૃતાંત જૂદા જૂદા રાગોમાં રચી, તે રાગો કેમ ગાવા વગાડવા તેના સરલ સ્પષ્ટીકરણ માટે નોટેશનનુ વિસ્તારવાળુ સૂચન સાથે જોડી, ઉપોદ્‌ઘાત રૂપે રોમના આવશ્યક કેટલાક ઇતિહાસને હોરેશ્યસની કેટલીક હકીકતનો ખ્યાલ આણવા ઉમેરી, અને કેટલાક પ્રસંગના ચિત્રોથી શૃંગારી એક સુન્દર પુસ્તક નેક નામદાર ભાવનગરના મહારાજા સાહેબે પ્રસિદ્ધ કર્યુ છે, એમ મારા જાણવામાં આવતાં, તે જ હોરેશ્યસનુ આ મારૂં ભાષાંતર મહારાજાશ્રીનેજ અર્પાય તો તેની કદર બૂઝનારને જ અર્પાય, એમ મારા મનમાં થઈ આવ્યું. મે તેથી મહારાજશ્રીની મને તેમ કરવા દેવાની પરવાનગી મેળવવા પ્રયત્ન કર્યો, અને તેમા આખર હાલ ફત્તેહ મેળવી છે. મહારાજા સાહેબની એ ઉદારતા માટે અહિં ઉપકાર માનવો ઘટે છે—માનુ છું.

તા. ૧—૩—૦૭ મુંબઇ, } લિ. કર્તા.

## લ્યુક્રેશિયાની લડત.

**ટાર્કિવન** કુળ અંગાર, **સેકસ્ટસ** ઉપજ્યો પુત્ર શઠ;
તેને બળાતકાર, સળગી સતી **લ્યુક્રેશિયા**! ૧
કુલીન **કોલાટિનસ**, સ્ત્રી જેની લ્યુક્રેશિયા;
**સેકસ્ટસ** સંગે દિવસ એક હતો તંબુવિષે. ૨
રણમાં થઈ રંગીન, ત્યાં અતિશય હરખે ભર્યા;
પી પી થયા મલીન, ને વામા વાતે ચડયા. ૩
એક કહે 'મુજ નાર, પ્યારી મારી એક છે,
બીજો કે' તવ 'યાર! પણ મારી જેવી નહિ.' ૪
તવ કે' **કોલાટિનસ**, હતો જેહ કંઇ ભાનમાં;
પણ નરસું તે નરસ, તેને જોરે બોલ બે. ૫
'તમે કહો તે હશે, પણ કહું સાચું સાવ હું,
જાવ ખાતરી થશે, મારી સ્ત્રી જાગતી હશ, ૬
હું સૂતો નહિ હોઉં, એમ લહીને પતિવ્રતા–
એને જાગતી જોઉં, મારી ધૂનતણા બળે. ૭
કરતી હશે કંઈ કામ, ભરતી હશે રૂડાં ભરત;
સ્મરતી હશે મુજ નામ, ખરતી હશે તે આંસુડાં.' ૮
સુણીને આવા શબ્દ, ઘા કારી વાગ્યો હૃદે,
તીણી આંખે સ્તબ્ધ, જોઇ રહ્યો **સેકસ્ટસ** ખુની. ૯
ઉરમાં સળગી આગ, મૈત્રી ભટ ભાગી ગઈ;
ઇશ્ક ભભુકે દાગ, દીધો કારી દિલમાં. ૧૦
'બસ કર બકવા તુજ, કરૂં પરીક્ષા આ ઘડી;
આણ અશ્વ હ્યાં મુજ, નગરવિષે હું જાઉં છું.' ૧૧
'જાવ ખુશીથી મિત્ર, ત્યાં જઇને પણ તે જુઓ,
પત્ની મુજ પવિત્ર, ને સંશય સઘળો ખુઓ.' ૧૨
ઉપડયો **સેકસ્ટસ** એહ, લેવા વિષનાં પારખાં;
જ્યાં જઇ ઝાંખે ગેહ, ત્યાં બમણી આગે બળ્યો! ૧૩
સ્વાગત સતીએ કીધ, જાણી પતિનો મિત્ર છે;

(નાશ થવાથી અપૂર્ણ: જુઓ પ્રસ્તાવના.)

## ટાર્કિવનની વંશાવળી.

દોહરા

રેતો જે [1]**કોરીંથ**માં, તેણે ત્યાગ્યું તેહ;
[2]**ડીમેરેટસ** દેખ તે, આવ્યો અહિંઆ એહ; ૧
ને વસિયો [3]**ટાર્કિવનિ**માં, [4]**ઈટ્રુરિયા**નું નગ્ર,
અને **ઈટાલી**માં થયો, વેપારીનો અગ્ર. ૨
પરણ્યો ત્યાં તે પ્રેમદા, **ઈટ્રુરિયાની** એક,
ગણ તે પોતે ગ્રીક છે, નીતિ તેની નેક. ૩
પુત્ર તેમને સાંપડયો, [5]**લ્યુકુમો** નામે લેખ,
તે તન તજી **ટાર્કિવનિ** ને [6]રોમ વસ્યો વિધિરેખ. ૪
ધન તેમજ નિજ [7]ધી વડે, ચોર્યાં જનનાં ચિત્ત,
રાજા બનિયો **રોમનો**, પૂરી **રોમન** પ્રીત. ૫
નામ **લ્યુકુમો** નિજનું, તેણે બદલ્યું તૂર્ત,
ધર્યું [8]**લ્યુશ્યસ-ટાર્કિવન** એ, સમજી **રોમન** સુર્ત. ૬
સપ્ત નૃપતિ જે સાંભળ્યા, **રોમ** રાજ્યનાં રૂપ;
પોતે તેમાં પાંચમો, ભડ માંહે ભડ ભૂપ. ૭
રાજ કર્યું શુભ રીતથી, વર્ષો આડત્રીશ,
બે પુત્રો મૂકી ગયો, દેવગતિની દિશ. ૮
[9]**લ્યુશ્યસ આર્નસ** લેખ તે, વિપરીત ગુણના વીર;
કન્યા પરણ્યા કારમા વિલોમગુણોં ગંભીર. ૯
[10]**સર્વસ ટલ્યુલ્યસ** શુભ હતો, જમાઈ તેનો જેહ;
લોકે દિલથી લેખિયો, અવનીપતિ નિજ એહ. ૧૦
બે સાળા **ટલ્યુલ્યસ**તણા, બેની જૂદી જૂદી બુદ્ધ;
એક પાપીઓ અવનિમાં, સોજો બીજો શુદ્ધ ૧૧

---

૧ ગ્રીસ દેશનું શહેર છે. ૨ આ વંશનો એક મૂળ પુરૂષ. ૩ ગામનું નામ છે. ૪ ઇટાલી દેશનો એક ભાગ છે. ૫ ડીમેરેટસનો પુત્ર. ૬ ઇટાલીની રાજધાની. ૭ બુદ્ધિ. ૮ લ્યુકુમોનું બીજું નામ. ૯ લ્યુકુમોના બે પુત્રો. ૧૦ લ્યુકુમોનો જમાઇ.

તનયા ત્યમ ટચુલ્યસતણી, એ વિપરીત ગુણવાન;
એક હતી બહુ [1]આળમાં, બીજી ગુણનિધાન. ૧૨
ઇશ્વરના નવ ઓળખે, કામા જગજન કોય;
તેમ બન્યું ઉંધું તહિં, વાંચી કહો ન "વાય !". ૧૩
સાળા સાથે નિજ સુતા, પરણાવી ધરી પ્રીત;
ઈશ્વરની ઇચ્છાથકી, બનિયું બહુ વિપરીત. ૧૪
સારી સાળા દુષ્ટની, નરતી શુભની નાર;
એમ લગ્નમાં એમના, બન્યું [2]ચંદ્રઘર બાર. ૧૫
કેમ રહે કો' કળથકી, તમની સાગે તેજ ?
નવ ત્યમ આ નરનારને, હૈયે ઉપજ્યું [4]હેજ ૧૬
પાપી પતિએ પડની, રૂડી મારી [5]રામ,
પાપીણી તે પત્નીએ, સારો માર્યો શ્યામ. ૧૭
પાપી સાળો પોતીંકો, પાપી પુત્રી પંડ;
રહ્યાં પ્રપંચ રચી અહો ! અવની મધ્ય અખંડ. ૧૮
આખર તેઓ આપથી, જોડાયાં કરી લગ્ન;
ટચુલ્યસનું ચિત એમની, ભૂંડાઇએ થયું ભગ્ન. ૧૯
પાપી લ્યુશ્યસ પરવર્યો, સમજાવ્યાં જન સર્વ;
રાજા મુજને રીતસર, કરો કરાવીશ [6]ધર્વ. ૨૦
ત્યાં ટચુલ્યસ આવી ચડયો, લ્યુશ્યસ જોઇ લાગ;
મારી મોકમ માર ને, ઓલવી નિજની આગ. ૨૧
ઘરડો ઘાયલ ભગ્ન ચિત, ટચુલ્યસ પાછો જાય;
રસ્તામાં તેને હણ્યો, મારા અસિના ઘાય. ૨૨
આવો લ્યુશ્યસ અવનિપતિ થયો જેહ થાનાર;
એ સુણી આવી એતણી નીચ બુદ્ધિની નાર. ૨૩
નાર મળી નિજ નાથને, પાછી થઈ પસાર;
રસ્તામાં રોકી ઉભો, ગાડી હાંકણહાર. ૨૪

---

૧ દોષ કરે તેવી. ૨ બારમો ચંદ્રમા. ૩ અંધારાની. ૪ સ્નેહ.
૫ સ્ત્રી. ૬ તૃપ્તિ.

શા'રસ્તામા રાજ હતું, **ટયુલ્યસ** કેરૂં તોય;
પાપીણી પુત્રી વદી, "હાંક ગાડી શું જોય?" ૨૫
પોતાના પિતાતણા, રક્ત મધ્ય રંગીન
ગાડીમાં બેસી જતાં લાજતી ન'તી મતિ હીન! ૨૬
જે સ્થળ આવું કૃત થયું, તે સ્થળ હજી હૈયાત;
પામ્યું "**પાપીપોળ**[1]"નું પેખ નામ પ્રખ્યાત. ૨૭
આમ અનીતિથી થયું, રાજ શરૂ જન જેહ;
પામ્યું દુઃખદ અંત પણ, તેમ લહે તું તેહ. ૨૮
અહંકારી એ ટકી રહ્યો, પચીશ વર્ષ મહીપાળ,
**લ્યુશ્યસ** થયો સ્ત્રી સુત સહિત, આખર દેશનિકાલ.૨૯

ઉદ્ગાર.

**રોમ**વિષે થયા રાજાન,
તેઓ સપ્ત મધ્યે મા'ન;
**રોમ્યુલસ**[2] મહા ધીવાન,
બાંધ્યું **રોમ** શે'ર મહાન. ૩૦

પે'લો **રોમ્યુલસ**ને ચીન,
છેલ્લો **લ્યુશિયસ ટાર્કિવન;**
થઇને રાજપાટ વિહીન,
રખડયો જે બની બહુ દીન. ૩૧

રૂઠયો તેહને શ્રીરામ,
કીધાં કંઈક કુડાં કામ;
નીચે બોળિયું નિજ નામ,
વળી થઈ કર્મની ગતિ વામ.[3] ૩૨

કીધો **રોમ** શે'ર નિકાલ,
ભટકયો ખૂબ ભૂંડે હાલ;

---

૧ રોમ શહેરના એક મોહોલાનું નામ છે. પાપી પુત્રીએ પિતાના મુડદા ઉપરથી ગાડી હંકાવી મહાપાપ કર્યું, ત્યારથી એ નામ પડયું છે. ૨ રોમનો પહેલો મોટો રાજા. ૩ અવળી.

ચાલ્યો ના તદા શુભ ચાલ,
વેર મૅૂકે કહો ક્યમ બ્યાલ.[1] ૩૩

લઈને ટાકિર્વેનિનું શર્ણ,
ધાયો જીતવા નિજ ધર્ણ;
વઢિયા ખૂબ બેઉ વર્ણ,
મળિયા કંઈકિ જઈને મર્ણ; ૩૪

તોપણ જીતિયું નવ કોય,
લડવા આશ રાખી તોય
તે ટાકિર્વેનિ પાછો જાય,
પોર્સેનાતણા પગ સાહ્ય. ૩૬



૧ સર્પ.

લોર્ડ મેકોલેએ રચેલા

# હોરેશ્યસ

નું

## ગુજરાતી ભાષાન્તર.

‘ઉમદા ટાકર્વીન વંશ, હવે અન્યાય ન સે’શે.’
સમ–લઈ નવ સુર[૧] નામ–લીધ કલુઝિયમ[૨] નરેશે.
નવ દેવોનાં નામ લઇ–લઇ સમ ‘નવ રે’શે’–
નીમ્યો મુકરર દિન, મળો સહુ એક જ દેશે. ૧

જાઓ થઇ અસવાર, દૂત ચોગરદમ ચડીને,
લશ્કર લાવો આંહિં સહુ બોલાવી કરીને;
જલ્દ થઇ અસવાર, દૂત પો’ચ્યા દડબડીને[૩]
ઉત્તર–દક્ષિણ–પૂર્વ–પશ્ચિમે તે પરવરીને. ૨

રણશીંગાનો નાદ સાંભળ્યો સૌએ સ્થળમાં,
નગર–મિનારા–નેસ, સર્વ લાગ્યાં સાંભળવા;
‘કલુઝયમનો નરપત્ત, પોર્સના લાગ્યો પળવા,
કરી રોમ પર કૂચ, એ સમે નાવે મળવા– ૩

ઘરમાં રહે ઘલાઇ નીચ ઈટ્રસ્કન[૪] ધિક તે.’
ઉલટી આવી આમ, પાયદળ હયદળ[૫] પોતે;
બહુ બહુ બેશ બજારવિષેથી આવ્યા જો તે,
મા’ ફૂળઝૂંપ[૬] મેદાનવાસી આવ્યા તજી ભો તે. ૪

આવ્યા ઉટજનિવાસી, સેવતા જે એકાંત,
[૭]બીચ [૮]પાઇનની હેઠ, ઉટજ તે કેવાં કાંત[૯],

---

૧ તેઓ અસલના વખતમાં નવ દેવતાઓને માનતા હતા; તેનાં નામઃ–જ્યુપીટર, જ્યુનો, મીનરવા, વેન્જેવીસ, સમેનસ, વલ્કેનસ, સેટરનસ અને માર્સ, નવમાનું નામ અનિશ્ચિત. ૨ ઇટાલીના એક શહેરનું નામ. ૩ ધડબડ ધડબડ દોડીને. ૪ ઇટ્રુરિયાના લોક. ૫ ઘોડેસ્વાર. ૬ ઝુંપડું. ૭ ઝાડનું નામ. ૮ નામનું ઝાડ. ૯ સુશોભિત.

જેવા માળા હોય, લટકતા પર્વતપ્રાંત[1],
ધુમ્ર એપિનાઇન[2] ટોચ પર ગરૂડ નિતાંત.[3] ૫

દેવ સમા દાતાર, અસલના અવનીપતિના
પ્રસિદ્ધ કોટ ચણેલ, સ્વહસ્તે રાક્ષસમતિના;
તે **વોલેટર્રો**[4] ભવ્ય, સુગંભીર દેખાયે જ્યા,
ત્યાંથી આવ્યા તોય, હજી આવ્યા જાયે ત્યા. ૬

વારિધિથી[5] વીંટેલ, **પોપ્યુલોનિયા**[6] વિષેથી,
જોતા પેરેગીર, [7]નગશિખર [8]તર બરફેથી;
વારૂ વિયત[9] દક્ષિણ, કોર કરી તેની નગેથી,
તે **સાર્ડિનિયા**[10] પાડ તજી આવે વેગેથી. ૭

ગૌર ગુલામ ભરેલ, વા'ણ **માર્સેલ્સી**[11] વે'તાં,
તે પશ્ચિમ સમુદ્ર રાણી **પેઝોથી**[12] આવ તાં;
અન્નક્ષેત્ર કૂલક્યાર[13] દ્રાક્ષમંડપથી વે'તાં
સુંદર **ક્લેનિસ**[14] નીર, તે કનેથી સૌ જાતાં. ૮

કરતા બુરજો તાજ વિયતની સાથે વાતો,
તે **કોર્ટોનામાંથી**[15] જનોનો જથ્થો જાતો;
કાળો **ઓઝર**[16] ઝરો, બહુ જે ડુબડુબ થાતો,
જેમાં ઉચા ઓકતણા[17] પડતા ટેટા તો; ૯

તે **ઓઝરની** પાસ, કબાડી કોઈ ન દેખો,
કાપે વૃક્ષ ન કોઇ, ગયા લડવાને લેખો;
જે **સિમાન્યન**[18] ઉપર, ચરે પુષ્ટ હરણ પેખો,
તે પર કોઈ ન વ્યાધ[19], હરણની તે શુભ રેખો. ૧૦

---

૧ છેડો. ૨ પર્વતનું નામ. ૩ જબરાના. ૪ ગામનું નામ છે. ૫ દરિયો. ૬ ઇટુરિયાનું બંદર છે. ૭ પર્વત. ૮ છવાયેલા. ૯ આકાશ. ૧૦ બેટ છે. ૧૧ ફ્રાન્સનું મોટું બંદર છે ત્યાંનાં. ૧૨ ઇટાલીનું શહેર. ૧૩ કયારા. ૧૪ નદીનું નામ છે. ૧૫ શહેરનું નામ. ૧૬ ઝરાનુ નામ છે. ૧૭ એક જાતનું ઝાડ. ૧૮ એક ટેકરીનું નામ. ૧૯ શિકારી.

ગોવાળોને પ્રિય, સઉથી **કિલટમ્નસ**[1] જે,
પય શા ધોળા વચ્છ ચરે ચોકી વિણ ત્યાં તે;
સરમાં સરસ સદાય, વાધરી **વોલ્સીન્યન**[2] કે',
ત્યાં જળકુકડી આજ, જોની વિણુજફા[3] તરે છે; ૧૧

**એરીશ્યમ**નો[4] પાક, આ વરસ ઘરડાં કાપે,
તડફડતાં ઘેટાય, વત્સ **અંબ્રો**માં[5] ચાંપે;
**રોમ** ચડ્યા પિતુ તેની, હસતી કન્યા પદ ધોળે,
**ક્યુના**[6] ટાકી મધ્ય, દ્રાક્ષ દારૂ રગદોળે. ૧૨

ભવિષ્યવક્તા ત્રીશ, દેશના ડાહ્યા જેઓ,
**પોર્સેના**ની પાસ, રાત દિન ઉભા તેઓ;
વાંચે છે દિનનિશ, અગમચેતીના એઓ,
અસલ લેખ ઉઘાય, લિખિત શણ વસ્ત્રે જેઓ. ૧૩

એક અવાજે એહ, ખુશાલીનો ઉત્તર દે,
"ઇશ્વરના વા'લાય, સદા તું આગળ ધાજે;
જા ઝટ જા ઝટ તુંય, સદા **પોર્સેના** ગાજે,
જઈ વળ કીર્તિ મધ્ય, શાહીમાં[7] તારી આજે. ૧૪

**રોમ** રવાની[8] ઢાલ, **નર્શિયા**[9] વેદી[10] માંહે,
લાવી ભીડી હામ, જરૂર દે ટાંગી આંહે;!"
સંઘ્યાબંધ સિપાઈ, શે'રથી આવ્યા ત્યાંહે,
રહ્યું ન એકે ગામ, મોકલ્યા વિણનું ક્યાંયે. ૧૫

હયદળ દિશ[11] હજાર, પાયદળ એંશી લહીએ,
મહદ દળ મળ્યું જાણ, **સ્યુટ્રિયમ**[12] ભાગોળે એ;

---

૧ ટાઇબર નદીનો એક ફાટો છે. ૨ સરોવરનું નામ છે. ૩ ઇજા. ૪ ગામનું નામ છે, જેની જમીન ઘણી ફળદ્રુપ છે. ૫ નદીનુ નામ છે. ૬ શહેરનું નામ છે, જ્યાનો દારૂ વખણાય છે. ૭ બાદશાહીમા, રાજ્યમાં. ૮ સોનાની. ૯ ભાગ્યદેવી. ૧૦ સ્થંડિલ. ૧૧ દશ, કેમકે દિશાઓ દશ છે. ૧૨ ગામનુ નામ છે.

તે દિવસે એ **લાર્સ,** હતો અંગ્કારી કહીએ,
સઉ **ઇટ્રસ્કન** ફોજ, નિધામાં[1] તેની રહી એ. ૧૬

**રોમન** દેશ નિકાલ, ઘણા મજબૂત મળતિયા,
મોટી સૈન્યા સાથ, આવિયા શુભ સરતિયા;[2]
**ટસ્કુલન**[3] **મેમીલ્સ, લેશિયન**[4] રાજ વતી આ,
મળ્યો જઇ દળ માં'ન, લઇ નિજ ફોજ છતી આ. ૧૭

મનહર.

પણ પીળી **ટાઇબર**[5] પાસે ગભરાટ અને
બીક પથરાઇ રહી, દિશ ચો સમે સમે;
**રોમ** ગમ[6] કાંકે લોક નાસી ભાગી આવતા'તા,
વિશાળ મેદાનમાંથી, સઘળા ક્રમે ક્રમે,
મૈલ લગી ગામતણી આસપાસ ભીડ મચી,
ચારે દિશાતણા માર્ગે, રોકાતા દમે દમે;[7]
લાંબા બે દિવસ અને રાત લગી જોવા જેવો
એ દેખાવ જન ચિત્ત બીકને ધમે ધમે. ૧૮

કેમકે ઘરડા લઇ હાથ મહિં ઘોડીઓ ને
ગર્ભવંતી સ્ત્રીઓ તેમ છોકરાંની માવડી
હસતાં છોકરાંઓને વળગાડી રોતી જાય;
માંદાંને ડોળીમાં જાય લૈ જાત ગુલામડી;
કાપણીનાં દાતરડાં, ને પરોણા લઇ જાતાં,
તડકાથી કાળાં થયાં, ખેડુ જૂથ[8] આ ઘડી;
દારૂની પખાલવડે લાદેલાં ખચ્ચર અને
ગધેડાંનાં જૂથ જાય, સંખ્યાબંધ ગાવડી.[9] ૧૯

---

૧ નજર તળે, દેખરેખ તળે. ૨ સરત કરવાવાળા. ૩ રાજાનું નામ છે. ૪ રોમ રાજ્યના એક પેટા ભાગના. ૫ રોમ શહેર પાસે વહેતી નદી; તેનું પાણી દેખાવે પીળું છે. ૬ તરફ. ૭ પળે પળે. ૮ ટોળાં. ૯ ગાય. સમે સમે ને ધમે ધમેમાં જૂદા જૂદા જ અર્થ છે.

અજ[૧] અને ઘેટાંતણાં અગણિત વાઘ[૨] જાય;
અનાજના કોથળા ને ઘર માલ ભારથી
કચર કચર થતી અસંખ્ય ખટારાતણી
હેડ ચાલી જાય, એ તો સરપ આકારથી;
આ સઘળાં જઇ જઈ, ગડબડથી ભરેલ
દરવાજો દર એક, બંધ કરે બા'રથી;
ધાંધલ મચી છે આજ દરવાજા બા'ર, ત્યારે
શહેરીઓ કરે છે શું અંદર આગારથી[૩] ! ૨૦

કાળી મધરાતતણા અઘોર આકાશવિષે
બળતાં ગામોની રાતી હારતણી હાર છે;
**ટાર્પિયન**[૪] ખડકની ઉપરથી જોઇ હવે,
પીળા[૫] પડ્યા શહેરીઓ, ઉરમાં અંગાર છે;
ડરના ખબર દર કલાકે અસ્વાર આણે,
નિશદિન તેથી બેઠી, નગ્ર-નેતા[૬]-હાર[૭] છે;
**ટસ્કન**[૮] લશ્કર પૂર્વ-પાશ્ચિમમાં પથરાયું;
**કસ્ટુમેરિયમ**[૯]તણાં, ઘર વાડ પાર[૧૦] છે. ૨૧

કાવ્ય ૭૬.

પૂર્વ અને પશ્ચિમ, સૈન્ય પથરાયું **ટસ્કન**,
ઘર ન વાડ ન વિટંક,[૧૧] **કસ્ટુમેરિયમે** કંઇ પણ
તેણે રે'વા દીધ, તેમ **વર્બેના**[૧] એ લઈ
ઉજડ કીધ મેદાન, **ઓસ્ટિયા**[૧૩] લગી ઉતરી જઇ! ૨૨
**જેનીકયુલમ**[૧૪] ઘેરી, લીધું **એસ્ટરે**[૧૫] લડીને,
મજબૂત ચોકીદાર પડ્યા પછી સામા ચડીને;
સર્વ સભામાં ન્હોતું, હિંમતી એવું કો હૈયું,
જે ન હૂબાયું ખૂબ, જલદ ધબકયા વિણુ રૈ'યું. ૨૩

---

૧ બકરાં. ૨ ટોળાં. ૩ ઘર. ૪ ટેકરીનું નામ છે. ૫ ફીકા. ૬ મુખ્ય માણસો. ૭ પંક્તિ. ૮ લાર્સ પોર્સેનાનું શહેર છે. ૯ શહેરનું નામ છે. ૧૦ નાશ. ૧૧ ઝુંપડું. ૧૨ લડવૈયાનું નામ છે. ૧૩ ગામનું નામ છે. ૧૪ રોમને સામે કાંઠે આવેલું શહેર. ૧૫ યોધ્ધાનું નામ છે.

સાંભળીને આ ખબર, ઉપરના અશુભ અતિશે.
તરત ઉઠ્યો નેતાર, [1]તાત[2] સૌ ઉઠ્યા દિસે,
ઉતાવળે સૌ લીધ, વીંટાળી વપુએ[3] ઝભ્ભા,
અને કોટ ગમ ગયા, હાફળા ફાંફળ દોડ્યા ! ૨૪

ઉભા ઉભા ભરી સભા, નદી દરવાજા પાસે,
વિચાર ચર્ચો માટ, હતી ન તક તે સમજાશે;
નેતારે કીધ સ્પષ્ટ, પાધરો પૂલ જ પાડો,
જેનીકુલમ ગયું, અન્ય નથી બચવા આરો ! ૨૫

ત્યાં આવ્યો જાસુસ, પવન વેગે હાંફતો,
થઈ ત્વરા ને ભયે, સાવ વ્યાકુળ બોલતો
"હાથે લ્યો હથિયાર, થાવ સજ ચાલો શૂરવીર,
આવ્યો જાણો અહિં, લાર્સપોર્સના પળ પર !" ૨૬

તાકી જોયું નેતાર, પાશ્ચ નીચી ટેકરી પર,
ધૂસર[4] ધૂળ વટોળ, જતો દીઠ જલ્દ વિયત પર;
નજીક નજીક વંટોળ, સાવ આવંતો રાતો,
તે ચડતાં વંટોળ, તળેથી વળી સંભળાતો ૨૭

હોકરો ને નાદ યુદ્ધના ઉદ્ધત શીંગાનો,
ખરીનો અને અવાજ ગણુહણુણાટ ઘુંગાંનો;
એ સૌ પાસે આવ્યું, ચોખ્ખું દેખાવા લાગ્યું,
તિમિરમાંથી સાવ, ડાબું એ છેડે આવ્યું ! ૨૮

ને આ જમણી બાજુ, [5]ઉદા અજવાળાકેરા
તૂટક કિરણોવડે, ચકચકિત ટોપઝઘારા
હારબંધ દેખાય, લાંબી ને લાંબી એવી
લાંબી ચમકી રહી, હાર ભાલાંની કેવી ! ૨૯

સ્પષ્ટ અને વળી સાવ સ્પષ્ટ દેખાયે હાવે
તે જળહળતી [6]રાજી, ઉપરથી જે ફરકાવે

૧ રાજસભાપ્રમુખ, મુખ્ય માણસ. ૨ શહેરી બાવા. ૩ શરીર.
૪ કાળું, ઝાંખું. ૫ આસમાની. ૬ હાર, પંક્તિ.

સુંદર નગરો બાર, પતાકાને ચળકંતી;
જેમાં સૌમાં હતી, ધ્વજા મોટી મહવંતી    ૩૦

એ **કલ્યુઝયમની**, જેહ [1]**અંબ્રીઅન**ને ભયદાયી,
[2]**ગૅાલ**તણાં જે ગાત્ર, ગાળનારી કવિ ગાઈ;
સાફ સાફ સૌ હવે શૅર્યોઓ ઓળખી શકતા,
ગતિ તેમ પોશાક, અશ્વને કલગી જોતા,    ૩૧

કે એ એ છે અને લડાયક [3]**લ્યુકુમો ઓલ્યો**;
**એરીશ્યમનો** પ્રથમ, [4]**સીલ્નિઅસ** પેલો ખુલ્લો,
જે થયો છ અસ્વાર, જલ્દ કાબરચિતરા પર;
જેની ચાવડી ઢાલ, એહ એ પેલો **એસ્ટર**,    ૩૨

કોઈ ન ફેરવી શકે, એવી [5]અસિ કસી જે કમરે,
ઉભો; તેમ સુવર્ણ કમરપટ્ટાવાળો એ,
પેલો [6]**ટૉલમ્નિયસ**; અને કાળો **વરબેના**
પેલો આવ્યો જેહ, [7]**શ્રેસીમિન** એ બરૂવાળા    ૩૩

સર[8] પાસેના કોટ મહિથી કરત અંધારા.
શાહી વાવટા પાસ, અખિલ દળ[9] નિરખનારા
એવા **કલુઝયમ** ધણી, **લાર્સપોર્સના** પર અવ
પડી નજર, હતી જેની હાથીદાંતની ગાડી તવ;    ૩૪

જેની જમણી બાંહ્ય, હતો **મેમિલિયસ** ઘોડે
**લેશ્યન** વંશી કુમાર, ડાબીએ કાળે મોઢે
કર્યું શરમનું કામ, નીચ તે **સેકસ્ટસ** રાહુ !
પણ તે દુશ્મનમાંથી, ડાચું **સેકસ્ટસ** દેખાયું    ૩૫

કે પડી તરતજ ચીસ, વિયત ગયું જાણે ફાટી !
અખિલ શૅર્યથી એવી, લીધું જાણે ફફડાટી !

---

૧ એ નામની લડાયક પ્રજા. ૨ ફ્રાન્સનું બીજું નામ. ૩ ઉમરાવનો ખિતાબ. ૪ એક બળવાન કુટુંબનો માણસ. ૫ તરવાર. ૬ રાજાનું નામ છે. ૭ સરોવરનુ નામ છે. ૮ સરોવર. ૯ લશ્કર.

ન્હોતો છાપરે એક, બેઠો સ્ત્રી એવી જેણે
કહ્યું ન "ફૂટ", ના શું કર્યું, અને તે ભણી તે ટાણે ૩૬
કિકિયાટી ધિક્કારતણી જેણે નવ પાડી;
અને ઉગામ્યો ન મૂઠો નાની પણ દ્વેષે હાડી[1]
એવું એકે ન્હોતું, બાળ પણ સમજણવાળું;
કર્યું બધાંએ આમ, દેખી એ મોઢું કાળું! ૩૭

પણ દિલગીર પેશાનો[2], હતી નેતારતણી એ,
ને ભાષણ સુડદાલ, ફરી ફરી જોતો ખેદે,
જુએ ઘડીક ફરી કોટ, જુએ ફરી દુશ્મન સામું,
પડયે અવાજે વદ્યો, "આપણું જશે નકામું! ૩૮
તોડી પાડીએ પૂલ, તેની પે'લા તો તેનો
સેનાગ્ર[3] ભાગ આવી, આપણો કરશે એનો!
જો કદી પૂલ જીતાય એક વાર જ એનાથી,
તો પછી રાખવી (વ્યર્થ) આશ, શે'રના બચાવની શી!"૩૯

ત્યાં બોલ્યો બા'દૂર વીર હોરેશ્યસ હામે
દરવાણી ગંભીર સુરે "ગભરાવ શું કામે?
જે જાયું તે જશે, વ્હેલું કે પછી કંઈ મોડું,
તો ડરવું શું, અને મરણ પણ આવું રૂડું! ૪૦
ભીષણ[4] દળ અગણિત સામું ધસીને આખડવું,
અને રહીને અડગ અડીખમ એકલ લડવું,
બાપા દાદાતણી ભૂતિને[5] માટે વા' વા';
ને નિજ ~~દેવોતણાં~~ ભવ્ય મંદિર બચા'વા; ૪૧

ને તે માતા માટ હૃદય કોમળતાવાળી,
ઉછાળી તેમ રમાડી દેય જે સેજ સુવાડી;
ને તે સ્ત્રીને સારૂ સ્તને નિજ ધવરાવીને
પોષી ઉછેરે બાળ રાખી કોરે, રહી ભીને; ૪૨

---

૧ મજબૂત. ૨ કપાળ. ૩ લશ્કરવાળો આગલો ભાગ. ૪ મોટું.
૫ આબાદી.

ને તે પરમ પવિત્ર કુમારિકાઓ માટે,
રાખે અગ્નિ અખંડ પ્રહર જે પ્રતિદિન આઠેઃ
એ સઘળાંને સારૂ, બચાવ્વા એ સઘળાંને
નીચ **સેકસ્ટસ**થી, જેહ ન કીધ કૃત નીચ કરવાને, ૪૩

હજાર વાર તયાર જવાને હૃદયોલ્લાસે,
તોડી પાડો પૂલ ત્વરાથી ધાર્યું થાશે;
જઇશ તહાં નેતાર ! સૂણી નવ થાવ સકડદમ,
બે બાજુએ મુજ ઉભા રાખીને બે જમ[1] ૪૪

અટકાવીશું અમે ત્રણે મળી તેત્રીશ કોટિ
પૂલની પેલે પાર પકડી હરએકની ચોટી;
કહો ઉભશે કોણ, કરો નવ ખાલી ખોટી,
જમણી ડાબી મુજ બાજુ મારવા ગ્રહી નરગોટી[2]?" ૪૫

[3]**સ્પુર્યસ લાર્સેસ** સઘ વદ્યો હિંમત હોકારે,
[4]**રેમ્નિઝ**નો સામેય હતો જે હાજર ત્યારે
"હું તુજ જમણી બાંહ્ય બની પૂલ રહીશ બચાવી,
છે એ પણ મુજ અડગ." વદ્યો ત્યાં આગળ આવી ૪૬

**હર્મિન્યસ** મજબૂત હતો જે **ટીશ્યન** વંશી
"ડાબી બાજુ રહીશ બનીને દુશ્મન ડંશી."
તવ બોલ્યો નેતાર "વીર હોરેશ્યસ જા ઝટ,
ને જ્યમ તેં કીધ તેમ થવા દે પૂલને બે તટ." ૪૭

એહ ત્રણે એ સૂણી મા'ન દળ સામા સીધા,
ચડપ ચાલતા થયા, બધા ભય એથી બીધા !
**રોમ** રાડની મધ્ય **રોમનો** દેતા ઝોંસી
જર શું કે શું જમીન, પુત્ર શું કે પત્ની શી, ૪૮
અવયવ શું કે વળી જીવન પણ શું, નહિ ગણતી,
અસલ જમાના માંહિ પ્રજા શૂર આખી[5] લડતી;

---

૧ જમ જેવા. ૨ ગળચી. ૩ રોમનો એક યોદ્ધો. ૪ એક પ્રતિષ્ઠિત કુટુંબનું નામ છે. ૫ પ્રતિજ્ઞા.

ન્હોતા પક્ષાપક્ષ જમાના એ જૂનામાં,
એક રાજ્યના ભક્ત હતા સૌ બૂરાભલામાં; ૪૯

મોટા દેતા મદદ ગરીબ નાનાને ભાવે,
ને નાના ખરી પ્રેમ થતા એના જીવ જાવે;
ત્યારે ભૂમિના ભાગ ન્યાયથી હતા પડંતા,
ભાગે પડતી લૂંટ તે સઘે સૌને દેતા. ૫૦

અસલ જમાને એહુ હિંમત ને બા’દૂરીને,
ચા’તા રોમન સર્વ પરસ્પર ભ્રાત ગણીને,
હવે રહ્યું નથી એહ, ગઈ સૌ બાજી બગડી,
દુશ્મનથી પણ દ્વેષ વધારે ધરી ને બળડી ૫૧

રહે ન રોમન બેસી–પરસ્પર પડતા ઝઘડી;
અંદર અંદર આગ લઈ ફરતા શિર શગડી;
ટ્રિબ્યુન દે અપમાન પેટ્રીશિયનને આજે,
તાત દળંતા તપી બિચારા ગરીબ અકાજે ! ૫૨

તર્પીએ ગ્રહોને પક્ષ આપણે માંહોં માંહે,
થઈએ થંડા ગાર લડાઈ જ્યાં ખરી થાયે;
તેથી લડે ન આજ કોઈ પણ, લડતા એવા
અસલ જમાના માંહિં બા’દૂરીકેરા જેવા. ૫૩

બંધ બેસતાં બેશ બાંધતા બદને બખ્તર
જે વારે ત્રણ એહ, વાર તે નેતારે કર
પેગ્લ કરીને લીધ કુહાડો પાણી ઉજ્વળ,
ને તાતે સહુ આમ કુહાડી મુશળ સંબળ; ૫૪

ધબાધબ્બ ઘા પડ્યા પાટીઆ પર ઉપરના,
ટેકા ઢીલા કર્યા તળેના ને અંદરના:
આમ થતું’તું આંહિં થતું’તું તે બાજુ શું
અવસર આ દરમ્યાન ? સૈન્ય ટસ્કન ભભકા શું ૫૫

મધ્યાનનો પ્રકાશ ઝઘારે પાછો વાળી
સેનાતણા સમુદ્ર વિશાળથી આપ ઉછાળી
ચળકિત લોઢ સમાન ઓળવાળું આવંતું
કરતું નિયમિત કૂચ પ્રસારિત ભાલા સોતું, ૫૬

ને ફરકાવતું ધ્વજા ધીમે ધીમે ધડબડતું
પૂલ મથાળા તરફ ઉભું જ્યાં ત્રેખડ ભડનું;
કરતાં કરતાં કૂચ બજાવે કંઈ રણશીંગાં
રણ વાદ્યો શત ચાર કરે હોકારા ધીંગાઃ ૫૭

પણ તે ત્રણ જણ શાંત મૌન ઉભો દુશ્મન જોતા,
જેની સેના અગ્ર ભાગકેરા ખિખિયાટા
સહ મોટા હોકાર સૂણાયા ત્રણને જોઇ !
ગાઢા લશ્કરથકી નિકળી આગળ ધાઇ ૫૮

તરત જ ત્રણ અસ્વાર અશ્વને એડી મારી
ભૂમિ પર કૂદી પડ્યા ખેંચી અસિ કરમાં ધારી,
ઉંચી કરીને ઢાલ ઝપલાવ્યું; જય કરવા,
સંકટ-મગ લઈ જીતી ગયા તજી અહિંની પરવા ! ૫૯

એનસ એમાં હતો દ્રાક્ષની ટેકરીઓનો
ધણી હતો તે; જોને અષ્ટ શત ગુલામોનો
માલિક સેયુસ હતો, પડંતા માંદા જેના
હલ્વા ખાણમાં કામ કરીને ગુલામ પેલા; ૬૦

અને હતો વળી પીકસ જેહ શાંતિ-સંગ્રામે
ઘણા વખત સૂર્યો હતો કલુઝિયમ તાબા માંહે,
જે લાવ્યો'તો અહિં અંબ્રિયન લશ્કર નિજનું
તે ભૂરી ટેકરી પરથી, જહાં રક્ષણ બુરજનું ૬૧

ચોગરદમ છે થયું નેકિવનમ કિલ્લાને, જે
નાર પાણી પાંડુર ઉપર ઘુરકતો હેરે.

**લાર્શ્યસ** જબરે ધબ્બ ઝરામાં એ **આર્નસ**ને
ફેંકી દીધો નીચે; અને પેલા **સેયુસ**ને ૬૨

**હર્મિન્યસ**નો પડયો એક ઘાવ જ, જડબા લગ
જે ઉતરી ગયો સપ્પ; ઝાટકે **પૉકસ** તજ્યું જગ
**હૉરેશ્યસ**ને જબર, અંબ્રિયન એ મગરૂરનાં
ચળકંતાં આયુધ ખણખણી પડિયાં હેઠાં ૬૩

રૂધિર ધૂળમાં અને ખૂબ રગડાયાં તેઓ:
ત્યારે આગળ ધસ્યા, **ફેલૉરીઆઇ**તણો એ
પેલો **ઓકનસ**, અને **લૈસ્યુલસ** આર્ગોવાસી–
ચાંચીઆતણું કામ કરતો જે ઉલ્લાસી; ૬૪

ને **વૉલ્સિન્યમ**તણો એહ **એરેન્સ** ધાયો,
મોટો જંગલી ભૂંડ પલકમાં જેણે માર્યો
હતો તેની ખો નજીક, ભીનાશ અને ખરૂવાળા
**કૉઝા** પ્રદેશ ઉપર, કેમકે **એલ્બિનિયા**ના ૬૫

કાંઠા પરનાં ક્ષેત્ર બધાં તે ખોદી નાંખી
ઢાળી દેતો પાક, મારતો માણુસ ભોંકી.
**હર્મિન્યસ** કીધ ઘા, પડયો **આર્નસ** તવ હેઠો;
**લાર્શ્યસ**કેરો ઘાવ **ઓકનસ** ઉરમાં પેઠો; ૬૬

ને **હૉરેશ્યસ** સીધું **લૈસ્યુલસ** હૈયું કાપી
બોલ્યો ‘ રે’ પડી તહિં, ચાંચીઆ ! તહિં’ પગ ચાંપી
“ હવે ન જોશે લોક **આસ્ટીઆ**ના હુચાટે
તારા શઢનો માર્ગ લૂંટતા જે જળવાટે, ૬૭

ને પડાવતા ફાળ ફાળ જે દેખાવાથી,
ને નસાડતા જેહ લોક **કેમ્પેન્યા**માંથી,
જે વસાવતા જાઇ કોઈ જંગલને, કાંતો
ઉંડાં કોતર મધ્ય ગાળતા દુઃખની રાતો ! ” ૬૮

શત્રુ સૈન્યથી ન હવે સંભળાતો ખિખિયાટો,
પણ સેનાગ્રથી ઉઠયો કાળ કાળો કિકિયાટો,

ને તે ઘન દળ સ્તંભ્યું માગેથી ખટ ભાલોડે,
ઘડીભર કોઈ ન ધસ્યું મોખરે પેગ્લે ઘોડે, ૬૯

પણ ત્યાં **એસ્ટર** એમ સાંભળો બૂમ પડી જે,
સૈન્ય વ્યૂહ ખળભળ્યો—જુઓ વિખરાતો એને—
એવે દેવા ધીરજ જેથીં કે કો નવ નાસે
ચડયો **લ્યૂના** ધણી મા’ન ભવ્ય ત્યાં પાદન્યાસે, ૭૦

જેને સ્કંધે વિપુલ ચોવડી ઢાલ ખખડતી,
ને ફેરવતો કરે ન અન્યથીં અસિ જે ફરતી;
તેણે મો મલકાવ્યું, જોઇ એ સાહસિક **રોમન**,
મધુર ગૌરવવાન હાસ્ય હતું અને ન ભો મન; ૭૧

ત્યાં **ટસ્કન** દળ દીઠ પાછું હઠતું દૃગ ઝીણી,
ભર્યો હતો ધિક્કાર નજરમાં જે એ તીણી;
“ વરૂ વેતર વિકાળ ઉભે ભસવાની સામે,
**એસ્ટર** કરશે સાફ માર્ગ, તવ રે’શો હામે ? ” ૭૨

એવું **એસ્ટર** વદી બને તેટલી કરી ઉચી
બેય હાથથી મહદ ફેરવી અસિ નિજ રૂચી
**હોરેશ્યસ** ભણી ધસ્યો, (ને) જોર કરીં એકઠું એણે
ઝાડયો જબરો ઝપ્પ ઝાટકો, વદીં નવ વેણે. ૭૩

આવકાર દીધ અજબ દક્ષતા દાખવીં સાચી
વા’ હોરેશ્યસ તેંય, બુદ્ધિ નહિ તારી કાચી !
ધરી ઢાલ તરવાર ઘાવ પાછો તેં વાળ્યો,
તોપણ સરકી ગયો ઝીલંતા રહ્યો ન ખાળ્યો, ૭૪

ને તુજ પડયો ન ટોપ તોય તુજ જંઘા છેદી
રક્ત રક્ત જતું જોઇ, દીધ આકાશ જ ભેદી
હર્ષ ઘોષ કરીં મહદ સૈન્ય એ **ટસ્કન**કેરે,
લથડયો ચક્કર ખાઇ જરા **હોરેશ્યસ** ફેરે, ૭૫

હર્મિન્યસ પર દીધ પડી ટેકો નિમિષ ભર,

જખમોં વકાર્યો વાઘ અતિ ગાંડા શો ભયકર
છલંગ મારી છેક શરીર પર **ઍસ્ટર**કેરા,
ને દીધો અસિ ઘાવ સખત ખેચી આ ફેરા, ૭૬

મુગટ તાલકું દાંત આરપાર ગયો કાપી,
એક હાથ રહ્યોં બા'ર અસિ જવ જોઈ માપી;
ઢળ્યો ધરણોં પર એહ વડો **ટસ્કન ઍસ્ટર** હા!
લ્યૂનાનો ધણી મા'ન થઈ રહી સઘળે હા હા! ૭૭

પર્વત **ઍપેનાઈન્સ**થીં ઉખડી જ્યમ લાંબું સૂવે
ગાજવીજથી એક ઝપાટે વાઝોડાને
કડકડ જંગલ ઉપર પ્રસારી કર રાક્ષસ શા.
જોશોં, વદોં ધીમું, જુએ ઝુડાયું વિકાસીં ડાચાં! ૭૮

**ઍસ્ટર** ગળચી માથ દઈને પગ દાબીને
ખેંચતાણ ત્રણ ચાર વાર **હોરેશ્યસ** કરીને
માડ કાઢીં નિજ તેઘ ખુંચી ગઈ'તી જે ઉંડી,
કરી રવડતી પડી હતી તેની જે મુંડી, ૭૯

અને વદ્યો તે વીર "અતિથિ આવો આવો,
દેવા આદરમાન ઉભા છઉં લ્યો તે લાવો,
ઉમદા **લ્યુકુમો** કયો હવે આવે છે હરખી?
**રોમન**ની મિજમાની ચાખવા ખાવા સરખી!" ૮૦

ઉગ્ર હોડ સૂણોં એહ પ્રસરીં ગણગણ ઉદ્વેગી
ક્રોધાગ્નિ ભય સોત હીણપદ ભરી સવેગી,
અખિલ મોખરો એહ હતો ચકચકિત ચળકતો,
એમાં ન્હોતા જોધ, હતી નહિ એવી નડતો;[1] ૮૧

શાહ વંશીં સરદાર હતા હાજર હાકેમો
**ઇટ્રુરિયા**ના સકળ સબળ નર ને વળીં ઠીમો

---

૧ અડચણ; એમાં જોધ નહોતા એવી અડચણ નહોતી; મતલબ કે જોધ તો ઘણા હતા.

એ ટાણે અસવાર રક્ત–તરસી તે લૂંપરે,
પણ તે ત્રણ બેધડક સમીપ રગડાયાં રૂધિરે ૮૨
પડયાં દેખીં શબ ભૂમિ હૃદય કંઇ સંકોચાયાં,
ઇટ્રુરિયાના ઉંચા ઉંચાનાં મોં લેવાયાં !

વિકટ વાટનું દ્વાર શૂર રોમન જ્યાં ઉભા,
બાળક સમ અજ્ઞાન બધા જાતાં ત્યાં બીધા ! ૮૩
જંગલમાં જઇ કરે છોકરા જે હોકારા
સસલાંને ગભરાવી બા'ર કાઢી સપડાવ્યા,
ને જે આવી પુગે તેમ કરતાં બો પાસે
અંધારી જ્યાંદિવસે ઘુરકતું ધીમે વાસે ૮૪

ક્રુર જંગલી રીંછ હાડકાં ને રૂધિરના
ઢગલા મધ્ય હટાયું, દેખીં તેને જ્યમ ડરતા,
ત્યમ સૌ લાગ્યા બીવા દેખીં આ અડગ ત્રણેને,
ને કરવાને પે'લ ચડયું શૂર ત્યાં નવ કોને, ૮૫

જાણીને કે હતી જીંદગી સાટોસટની
ઝપાઝપી પણ તોય પછાડી ઉભા ભટની
સંભળાતી'તી રાડ " વધો આગળ શૂરવીરો ! "
" પાછા હઠો ! " ઉચાર આગલા કરતા ધીરો ! ૮૬

ધન દળ અબ્ધિ સમાન લાગ્યું ઉપસાવા મોજાં,
આગળ આવે, હઠે કરીને નીચા નેજા;
ઉકળંતા એ ક્રોધ ખરા પોલાદતણા પર
ફરકે આમથી તેમ ધ્વજા સહ ગજવેલી ફળ; ૮૭

જયતુરીનો નાદ અનિયમિત પામે લયને
તોપણ પળ ભર એક એક ઇચ્છીને જયને
નિકળી આવી બા'ર ઉભો કરતો ચિત ચિંતા,
જેને ત્રણ જણ ઓહ કોણ છે એ જાણુંતા ૮૮

સારી રીતે તેથીં આવકારો દીધ મોટે
" હવે આવ તું આવ આવ સેક્સ્ટસ તુજ પાટે,

કાં અટકી વળીં જાય રહ્યો આ **રોમ**તણો મગ."
જોયું ફરીં ત્રણ વાર નગર ગમ કરીંને નિજ દગ, ૮૯

ને તે મુડદાં પડયાં ઉપર પણ જોયું ત્રણ તક,
ને આ૦યો ત્રણ વાર ધસી જુસ્સામાં ધકધક,
ફર્યો અને ત્રણ વાર બાયલો બીકે નાહક,
જેણે નીચું કર્યું કામ હિંમતથી દશક; ૯૦

પાંડુર પંડ થયેલ બીક ધિક્કાર થકી જે
સંકટ-મગ ભણી ધુરકીં નાંખીં, બીજુ શું સૂઝે !
એ સંકટ-મગ પાસ પડયા'તા રક્ત તળાવ
રગડાતા બા'હૂર **ટસ્કનો** ભૂંડે હાલે ! ૯૧

પણ આ તક દરમ્યાન કુહાડો ને ઉચ્ચાલન
કરતાં'તાં નિજ કાર્ય સવિક્રમ ખોઇ ન પળ પણ.
હવે લટકતો થયો ઉકળતા એ પાણી પર
ડગમગતો એ રહ્યો ફક્ત, ટેકા સૌ શિથળ. ૯૨

" વળ પાછો ભડ વીર ! શૂર પાછો **હોરેશ્યસ** ! "
તાત સરવ મળીં ત્રાડ પાડીં હરખે થઈ રસબસ,
" **લાર્શ્યસ** પાછો બાપ ! તાત **હર્મિન્યસ** પાછો !
પૂલ પડે તે પ્રથમ આવ ભૂમિ પર જે ચા'છો." ૯૩

**સ્પુર્યસ લાર્શ્યસ** સૂણી વળ્યો પાછો પોતામા,
**હર્મિન્યસ** પણ વળ્યો ગયો પાછો જોતામાં,
ને જેવા તે જતા હતા તે પૂલ પર થઇને,
કચર કચર પગ તળે રહ્યા રૂપ કમાન લઇને; ૯૪

પણ પાછા ફરીં જોયું પોં'ચીંને પેલે તીરે,
તો **હોરેશ્યસ** દીઠો એકલો ઉભો ધીરે,
જોઈ એ ગયા હોત એક તક ફરીં ઓળંગી
તે પૂલ પેલે પાર અતિ ઉમંગે સંગી, ૯૫

પણ ત્યાં કકડી પડયાં મેઘના ગર્જન પેઠે,
ઢીલાં થઇને ખસ્યાં સર્વ ભારોટો હેઠે,

ને તે ભાંગ્યો પૂલ રહ્યો બર્નો પુસ્તા જેવો
આથી પેલે પાર, વહન અટકાવે એવો, ૯૬

ને મોટો જે ઘોષ **રોમ** કિલ્લેથી ઉઠયો,
ફસફસાટ જ્યમ પીત ફીણુનો આફૂળો ફૂટયો
ઉંચાં શિખરે જઈ બુલંદ મિનારાકેરા !
ને તે નદ પણ વહ્યો ફરીને એક જ ફેરા, ૯૭

જયમ અપલોટયો અશ્વ કરે તોફાન સ્વછંદી
પ્રથમ લગામની તળે બને જવ પોતે બંદી,
મહા વેગવત તેમ બન્યો નદ તે તોફાની
ઉછળ્યો કૂધો અગાધ ઉડાડી યાળ બદામી, ૯૮

તોડી પાડી નિરોધ વિના ઝકડાયો રહીને
આનંદિત લઈ વમળ રહ્યો સ્વચ્છંદે વહીને,
ને તે જોસે કરી કોટ જંગી ખેંચાયો
ટેકા સ્તંભો અને પાટીઆં સોત તણાયો, ૯૯

ને સમુદ્રને દીધ ભેટ તે સઘળી ભાવે.
**હોરેશ્યસ** ત્યાં હતો એકલો સમયે આવે !
દુશ્મન નેવું હજાર ઉભા'તા મોઢા આગળ,
નદ નિઃસ્વાર્થી અને હતો સાગર શો પાછળ ! ૧૦૦

તોપણ નિર્ભય હતો, હતું મન શાંતિવાળું.
[1]ખીલી "મારો" ત્યમ કીધ **સેક્સ્ટસે** લઇ મો કાળું.
**પોર્સેના** ત્યમ વદ્યો "હવે તું થા વશ અમને,
હરદમ મોત નજીક, થા તું વશ ચા' જો દમને." ૧૦૧

જાણે ઇચ્છા ન્હોય બાયલાનુ બળ જોવા,
ત્યમ તે પાછો ફર્યો રહ્યો જોઇ **પોર્સેના**,
ને **સેક્સ્ટસને** કંઇ કહી નહિ તેણે હા ના,
પણ નિજ કુળની મશાલ **પલેટિનસ** પર જોતાં ૧૦૨

---

૧. હસી.

ઉમદા નદ સું વહો, રોમ ગઢ ધોઇ વહે જે,
"ઓ ટાઇબર ! ઓ તાત ! તું ટાઇબર ! જેને વંદે
રોમન નિશદિન સર્વ, સોંપું હું અકે તેને
રોમન એકનું જીવન સ્વીકાર તું હેતે એને !" ૧૦૩
કહીંને એવું, કરી મ્યાન તરવાર બગલમાં,
ગ્રહીંને બખ્તર પીઠે ઝંપલાવ્યું નદ જળમાં !
હર્ષ શોકની રીડ બેઉ ગમથી ન કૈંઇ સૂણી,
મિત્ર શત્રુ દિઙ્મૂઢ વિકાસી મુખ દૃગ તાણી ૧૦૪
જોયા કરતા હતા સ્થળે તે જ્યાં ડુબ્યો તે,
ને જવ કલગી જોઈ ઉર્મિ પર દેખાઇ જે,
તવ સૌ ગાજ્યું રોમ હરખના તરત અવાજે;
ટસ્કન દળ પણ શક્યું ખુશાલી ન દાબી આજે; ૧૦૫
વહ્યું જોસ ભર વહન ઋતુ વર્ષા જળ દરિયો,
વે'તું'તું ઝટ લોહી હતો તે દરદે ભરિયો,
બખ્તરનો બહુ ભાર હતો ને થાકયો'તો યે,
બહુ લડયો'તો તેથી ડુબંતો માને સૌએ; ૧૦૬
ટાંગ્યા સૌના જીવ અધર જ્યમ પાતે જળમાં.
ધાર્યું હશે ન કોઇ તરિયો આફત પળમાં
આવી આવી પડયો અને ઉછળંતા પૂરમાં
આવા જે તરી ગયો હોય બળમાં ને બળમાં. ૧૦૭
સામે પૂર તરી શકયો અહા તે સહીસલામત !
તેનું કારણ એહ હતી હૃદયે બહુ હિંમત,
ને વળી ટાઇબર તાત ઉચકી ચાલ્યો'તો બાળક.
બોલ્યો સેક્સટસ નીચ "વહો લે પર પૂર ધકધક, ૧૦૮
છે મારો ધિક્કાર ડુબો એ નિશ્ચે હલકટ.
હા ! થઇ શોકણ રૂપ, આચર્યા ધોખાં, કરકત,
નહિ તો નિશ્ચે લેત લૂંટી એ નગરની બરકત."
લાર્સ વદો કે "કરો મદદ એને અવ કુદરત, ૧૦૯

ને કાંઠે ચડ્યો જાવ, પ્રભુ એ સહીસલામત,
કાંકે આવી કદી નજર હતી જોઈ ન આફત,
કે લાખોનો સમક્ષ, લડયો ઉભો રહ્યો એકલ!"
પણ તેના પગ હવે, પોંચવા લાગ્યા ભૂતળઃ ૧૧૦

ને તે હળવે હવે, ભૂમિ કોરી પર પોંચ્યો,
ત્યા ટોળે મળી તાત, છાતી સો દાબી ઉચકયો,
હર્ષનાદ ને તાળી, અને ગદગદિત અવાજે,
સૌ ચુમંતા હાથ, એમ પેઠો દરવાજે! ૧૧૧

ખેતર તેને દીધ, હતાં સાર્વજનિક હકનાં,
બે બળવંતા બળદ, જેટલાં ખેડે તટલાં,
અખિલ દિવસમાં એક, સવારથી સાંજ લગીમાં
એ સૌ એનાં થાય, દીધ બાંધી એ સીમા. ૧૧૨

મૂર્તિ બનાવી એક, ધાતુની એની મજબૂત,
ઉચ્ચ સ્થાનમાં અને, એહ પધરાવી અદ્દભુત;
ત્યાંની ત્યાં છે હજી, કદી જો જૂઠું લાગે,
તો ત્યાં જઇને જુઓ, હજી સાબિતિ આગે, ૧૧૩

કોમીટયમ[1] મેદાન, ઉપર સૌને જોવાને,
કરી વિરાજીત[2] એહ, પરમ મત ગ્રહવા સ્થાને;
એક પગે રહ્યો ટેકી, પેરી બખ્તર હોરેશ્યસ
ઉભો અને છે લખ્યા, સુવર્ણે તેના એ જશ; ૧૧૪

અસલ શૌર્ય દિન વિષે, બચાવ્યો પૂલ બાહૂર્યે,
વિગતવાર હેવાલ, ચિતર્યો ત્યાં ચિતરીએ;
હજી પણ સુણતાં નામ એનું, સૌ જીવંત જનમાં,
વહે રૂધિર કરી ઝડપ સહિત તરમરાટી તનમાં; ૧૧૫
જાણે સુણિયો સાદ હોય રણતુરીનો રણમાં,
ચલો જીતવા સહુ, ટાપુ વોલ્સી[3]ને પળમાં.

---

૧. જગ્યાનું નામ છે. ૨ સુશોભિત. ૩ ત્યાંના લોક રોમ સાથે
ઘણી દુશ્મનાઇ રાખતા હતા.

હજુ માનતા કરે, સ્ત્રીઓ જુનો[1]ની એવી,
કે દે તો દે પુત્ર, હોય હિમ્મત આ જેવી, ૧૧૬
જેણે કીધ બચાવ, સરસ આ રીતે, પાને
વળી અમર જશ કીધ, અસલને વીર જમાને!
જવ વાયુ શિત વાય શિયાળાની રાત્રીમાં,
વરૂ ઘુરકાટ સૂણાય, બરફની કડ્ડાટીમાં, ૧૧૭
જવ એકાંતિક ઉટજ, નજીક તોફાન કુકંતું,
એલ્જીડસ[2]નાં ઠુંઠાં વાતરૂપ કરે ભુકંતું,
ને જવ જૂનો દારૂ ચાખવામાં આવે છે,
ને કંઇ પ્રસંગ માટ રોશની સળગાવે છે, ૧૧૮
ને જવ જ્યાફત મહિં, બકરૉં બચ્ચું ભુંજાયે,
ને જવ જુવાન–વૃદ્ધ સગડૉએ ભેળા થાયે,
ને જવ છોકરીં મળી, ગુંથે ટોપલીઓ જોડે,
અને છોકરા મળી બનાવે કામઠૉં કોડે, ૧૧૯
ને જવ કોઈ ગૃહસ્થ સમારે બખ્તર ઘરમાં,
ને કલગી[3] નિજ મુગટ ઉપરની ધરે મરડમાં,
ને જવ કો ભલી બાઇ, કાટલું[4] આનંદેથી
સાળ વિષે ખડખડતું ચલાવે ગતિ મંદેથી, ૧૨૦
તે તે સમયો વિષે હજી તે વાત કરાયે,
અશ્રુ નિગળતી આંખ, અને હસવાની સાથે,
કે કયમ કીધ બચાવ, અસલને વીર જમાને
હોરેશ્યસ એકલે, સ્વદેશતણા અભિમાને! ૧૨૧




---

૧. દેવીનું નામ છે. ૨. પર્વતનું નામ છે. ૩. ટોપી ઉપરનાં પીછાં. ૪. શાળમા વણવાનું કાટલું.

કાવ્યના શોખીન

તેમજ

કવિ થનારને અતિ ઉપયોગી

ગ્રંથ

# નીતિ શતક.

રચનાર—કવિવર જટાશંકર જયચંદ્ર આદિલશાહ.

આ ગ્રંથના દરેક શ્લોકમાં ઘટતા અલંકારો એવી ઘટનાથી ઘટાવવામાં આવ્યા છે કે, કાવ્યનું સાધારણ જ્ઞાન ધરાવનાર પણ બહુજ સહેલાઇથી સમજી શકવા ઉપરાંત પોતે જૂદા કાવ્યમાં અલંકારો ઘટાવી શકવા શક્તીવાન નીવડે છે—અર્થાત અલંકારનું ઉત્તમ જ્ઞાન ધરાવી શકે છે. અલંકારો ઉપરાંત કાવ્યના નિયમો અને રસાદિક સંબંધે પણ પ્રસંગવશાત સારૂં સ્પષ્ટિકરણ કરવામા આવ્યું છે. જેને માટે રા. રા. ગણપતરામભાઈ તથા રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વિગેરે સુપ્રસિદ્ધ સાક્ષરોએ તથા પ્રસિદ્ધ ગુજરાતી પત્રે સંતોષ પામી ઉત્તમ અભિપ્રાયો દર્શાવ્યા છે.

કીંમત ૦-૧૨-૦.

મળવાનું ઠેકાણું—

**પી. ડી. પંડિત એન્ડ કું.,**

કાલબાદેવી—મુંબઇ.

# એક નવીન ચમત્કાર

## ગુજરાતી ભાષામાં પહેલોજ પ્રયોગ.

# સ્ત્રીઓના પત્રો.

પ્રયોજક

**કવિવર જટાશંકર જયચંદ્ર આદિલશાહ.**

ભારતવર્ષની સ્ત્રીઓ, પોતાના પતિને, પોતાની સહીયરોને તથા નજદીકનાં સગાં સ્નેહીઓને કેવી રીતે પત્રો લખે છે, તેનું આ પુસ્તકમાં આબેહુબ ચિત્ર આલેખવામાં આવ્યું છે. આ પુસ્તક સ્ત્રીઓને જેટલું ઉપયોગી અને રસિક જણાય છે, તેટલુંજ રસજ્ઞ પુરૂષોને ઉપયોગી હોવા ઉપરાંત વિદ્યાવિભુષિત અને અવિદ્યાયુક્ત સ્ત્રીઓના પત્રો લખવાની નૈસર્ગિક પદ્ધતિ વડે કંઇ ઓરજ આનંદ પ્રાપ્ત કરાવે છે. ગુજરાતી ભાષામાં આ પુસ્તકે નવીન જ સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ ગ્રંથ રસિકોને રસોત્પત્તિકારક છે ત્યારે સ્ત્રીઓને પત્રોની પદ્ધતિ આદિ પરત્વે ભારે સદ્બોધદાયક છે.

સુંદર સોનેરી પાકા પુંઠા સાથે કીં. રૂ. ૧–૦–૦.

મળવાનું ઠેકાણું—

**પી. ડી. પંડિત એન્ડ કું૦,**

કાલ્બાદેવી રોડ–મુંબઇ.

રા. નારાયણ વિસનજી ઠક્કુર કૃત

# રમણી કે રાક્ષસી.

રા. ઠક્કુરના નામથી ભાગ્યેજ કોઈ ગુજરાતી વાચક અજ્ઞાત હશે. તેમની કસાયેલી કલમનો આ પ્રયાસ રસિકોને રસમાં તલ્લિન બનાવી નાંખે છે. એક અબળાનું રાક્ષસી સ્વરૂપ ચીતરવામાં ભાગ્યેજ કોઇ વાચક લેખકની પ્રસંશા કર્યા વગર રહી શકશે. પુસ્તક એક વખત હાથમાં લીધા પછી તેને સંપુર્ણ કર્યા વગર મૂકવું ગમશે જ નહિ.

ઉંચા ૬૦ રતલી ગ્લેઝ કાગળ લાયબ્રેરીને શૃંગારે તેવું સુંદર સોનેરી બાઈન્ડીંગ બનાવવામાં આવ્યું છે. કીંમત રૂ. ૧–૮–૦.

લખો—

**પી. ડી. પંડિત એન્ડ કું૦,**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

કાલબાદેવી રોડ–મુંબઇ.

આ પણ એક નવિનતા જ જણાશે.

# અમૃતમાં ઝેર.

પ્રયોજક

**કવિ દેવશંકર કેશવજી પંડિત.**

દીઠા કંઈ કંઈ મેં ફાટા બાજ કુદરતના અજબ ફાંટા,
સુઘડ આ ચંદ્રમાં જેણે ઉડાડયા ડાઘના છાંટા;
કર્યું મોતી અમૂલ તો ઉત્પત્તિ ખારા સમુદ્રોમાં,
સુવાસિત જો કર્યું ગુલાબ તો તેમાં દીધા કાંટા,
કર્યું કોમળ અને પ્રેમાળ પ્રમદાનું હૃદય તેમાં,
ભર્યું શું ! ક્રૂર તેં વિધી ! હળાહળ ઝેર અમૃતમા.

પ્રથમ દૃષ્ટિએ આશ્ચર્ય થશે કે 'અમૃતમાં ઝેર'ના અસ્તિત્વનો જ અભાવ છે. પરંતુ સુજ્ઞ વાચકવૃંદ વાંચી જાતે જ ખાત્રી કરી શકશે કે અમૃતરૂપ મનાયેલી સુંદરીના હૃદયમાં ઝેરનો પરિપૂર્ણ ભાવ રહેલો છે. જેના પરિણામે પ્રેમવશ બની રહેલા એક પુરૂષનો પશ્ચાતાપ ખાસ વાંચવા લાયક છે. ઉંચા કાગળ અને સોનેરી નામવાળા પાકા પૂંઠા સાથે કિં. ૧–૪–૦.

મળવાનું ઠેકાણું—

**પી. ડી. પંડિત એન્ડ કું૦,**

**કાલ્બાદેવી રોડ–મુંબઈ.**

ભાષણ કરવાની ઉત્તમોત્તમ કળા દર્શક.

# વક્તા.

કર્તા—ડૉ. રેવાશંકર મગનલાલ શુકલ.

હજારો માણસોની ભરાયેલી સભાનું મનરંજન કરવા સાથે સર્વેની પ્રસંશા પ્રાપ્ત કરાવનાર આ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રથમ[illegible] રચાયેલું છે. સફ્ળ વક્તા થનારને એક ઉત્તમ શિક્ષકની ગરજ પૂરી [illegible] છે.

બહુજ થોડી નકલો બાકી છે માટે તાકીદ [illegible]ની લેવું.

કીં. રૂ. ૨—૦—૦.

---

# તરુણ તપસ્વીની.

એક ભેદ ભરેલી સંસારિક નવલકથા કીં. ૦—૬—૦

લખો—પી૦ ડી૦ પંડિત એન્ડ કું૦

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

કાલબાદેવી રોડ—મુંબઈ.

હમણાંજ બહાર પડી છે.

ગુજરાતી ઇન્ડ ઇંગ્લીશ સીલ્વર સ્ટાર

પૉકેટ

# ડીકશનેરી.

ગજવામાં સહેલાઇથી રહી શકે છે. રસ્તે ચાલતા અતિ ઉપયોગી થઈ પડે છે. આ જાતની કે આ કદની આ **ડીકશનેરી** આવી પ્રથમ જ બહાર પડી છે. માટે તાકીદે મંગાવી લેવી. કીં૦ રૂ. ૧—૦—૦.

લખો—પી. ડી. પંડિત એન્ડ કું૦

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

કાલ્બાદેવી રોડ—મુંબઇ

# સંગ્રહ કરવા યોગ નવલ કથાઓ.

| | |
|---|---|
| **ઈન્સાફની આરસી**<br>અથવા<br>**ડાબા હાથનું ન.** | એક રસભરી ડીટેકટીવ નવલકથા<br>કીં૦ ૧—૮—૦ |
| **સુશીલ સુંદરી.** | કન્યાવિક્રય નિષેધક સંસારી નવલકથા<br>કીં૦ ૦—૮—૦ |
| **શાહજહાનના છેલ્લા દિવસો.** | એક ઐતિહાસિક નવલકથા<br>કીં૦ ૧—૮—૦ |
| **કલાંત કવિ.** | અસ્ત કવિ બાળાશંકર ઉલ્લાસરામના<br>અમૂલ્ય કાવ્યનો સંગ્રહ કીં. ૦—૮—૦ |
| **ટૉડ રાજસ્થાન.**<br>રા. ભગુભાઇ કારભારી કૃત | બે વૉલ્યુમમાં ઇતિહાસનો અનન્ય<br>ગ્રંથ. કીં. ૧૦—૦—૦ |
| **વિવેકી વિજયા.** | લેખક—પ્રાણજીવન હરિહર શાસ્ત્રી<br>સ્ત્રીઉપયોગી નવલકથા કીં.૦—૧૨—૦ |

**પી. ડી. પંડિત એન્ડ કું૦**

તમામ જાતના પુસ્તકો વેચનાર,

કાલબાદેવી રોડ પોપટવાડી—મુંબઈ.

# નિબન્ધાલંકાર રત્ન.

કર્તા—કવિવર જટાશંકર જયચંદ આદિલશાહ.

કવિ થવા ઇચ્છનારને ઘણું ઉપયોગી પુસ્તક. વિદ્યાર્થિઓને કવિતા માટે અને લેખ માટે તેમજ નિબંધ લખવા માટે એક ઉત્તમ સાધન. જનસમાજને સુંદર બોધ આપનાર. જેઓ ગુજરાતી વાંચી સમજી શકે છે તેમણે અવશ્ય એ પુસ્તક ખરીદવું એવી અમારી ખાસ ભલામણ છે.

કિંમત રૂપિયો એક.

મળવાનું ઠેકાણું,

પી. ડી. પંડિત એન્ડ કું.

કાલબાદેવી રોડ—મુંબઇ.